# જૈહરે જીંદગાની

યાને

# માનવ જન્મનો મર્મ.

( એક ગ્નાન ગમતથી ભરપુર વિષય. )

લખનાર—

**મીસ પીલાં ભીખાજી મકાતી.**

પ્રગટ કરનાર—

**મી૦ દીનશા એ૦ કરકરયા.**

( માલેક અને અધિપતી "ચેરાગે હિન્દ" )




.. પુસ્તક, મીસ પીલાં ભીખાજી મકાતીએ બાર્યા સ્ટ્રીત નવસારીથી લખ્યું છે અને મી૦ દીનશા એ૦ કરકરયાએ પોતાના "જર પ્રિન્ટીંગ પ્રેસ"માં છાપ્યું છે અને ત્યાંથીજ પ્રગટ કીધું છે.

# પ્રસ્તાવના.



Long absences extinguish all the false lights, though not the true ones. The lamps are dead in the banquet room of; yesterday; but a thausand years, hence, the stars we look on to night will be as bright

*Lord Liton.*

સાહિત્ય પ્રેમીઓને નિર્દોષ વાંચન પુરૂ પાડવાની કેવળ એકજ આશા અને નેમથી આ કમીની કલમ દપટાવવાનું મેં શુભ કાર્ય આશરે સાત વર્ષની વાત ઉપર આરંભ્યું હતું; જે કલમ આજે વિખ્યાત થવાનું માન, મહાન પિતા પ્રભુને નથી ઘટતું એમ કોણ કહી શકશે? અત્યાર તુલીક પ્રગટ કરેલાં ૭ પુસ્તકોને મારાં વાંચક બંધુઓએ મોટો ટેકો આપ્યો છે. અને મારૂ છેલ્લું પુસ્તક "ભવસાગરનો ભોમીઓ" એટલું બધું લોકપ્રિય થઈ પડ્યું છે કે તેની પ્રથમ આવૃત્તિ ફક્ત એકજ માસમાં ખપી ગઇ છે. અને એમાંબી પ્રભુનો હાથ હું પ્રથમ માનું છું, આજે જ્યારે વળી સાતમું પુસ્તક બહાર પડે છે, ત્યારેથી જો હું અહુરાનો ઉપકાર નહિ માનું તો મારા પર નગુણાંપણાંનો આક્ષેપ આવશે. તે મહાંન અહુરમજદની અપાર મ્હેરથી આજ મ્હારૂ સાતમું પુસ્તક બહાર પડે છે, અને એ રીતે સાહિત્યની સેવામાં એક નવુંજ પીંછ મારા, તરફથી ખોસાય છે એ માટે શું મારે ખુંશી થવું નહોતું જોઇએ?

ખાનુ લેખીકાઓ નવલકથા લખવા પર મોહી પડયાં છે જ્યારે તમારી આ અદના લેખીકાએ પ્રથમથીજ નીતી રીતી અને ફીલસુફી પર પોતાની કલમ ચલાવા માંડી હતી, તેની

પહેલ્લીજ કોશીષનું પરીણામ "સુખની શોધ" અને "હીરાનો હાર" બહાર પાડયાં હતાં, આજે આ પુસ્તકોબી તમામ ખપી ગયાં છે અને તમો વાંચકો ખુશી થશો કે "હીરાનો હાર" નામની મારી ચોપડીની બીજી આવૃતી પણ મેં છપાવા માંડી છે. એવીજ ઢપનું આ મારૂ "જોકરે જીંદગાની" પુસ્તક છે, એ બંન્ને પુસ્તકો કરતાંએ ઘણીજ અચ્છી રીતે મેં આ પુસ્તક લખ્યુ છે; એક લખનારે પોતાનીજ વડાઇ પોતાની કલમેજ હાંકવી એને તો હું બી પસંદ કરનારી નથીજ! મગર વાંચકોને ખાસ "ઇન્ટ્રોડયુસ" કરાવા સાંરૂ મને એટલુંબી લખવું પડે છે. આજ સુધી મેં પારકા હાથે બીજાઓ પાસે પ્રસતાવના લખાવ્યો હતો; મગર આ પુસ્તક વેળા મેં માંગી તાંગીને પ્રસતાવના લખાવી મ્હારી વખાંણ કરાવાનું દરૂસ્ત વીચાર્યું નથી. મારાં પુસ્તકોને ભલામણ પત્રની અને જાહેર ખબરની જરૂરજ જણાતી નથી. પુષ્પની સુગંધ મનુષ્યને કાંઇ પોતે બોલાવતી નથી; મગર મનુષ્ય પોતેજ તેનાં મધુર સુગંધમાં લપટાઇ મોહનીમાં પડે છે. એજ રીતે ઉમદા વાંચનના પુસ્તકનેબી જાહેરાતની કશીજ જરૂર નથી કાંકે ઉમદા વાંચન પોતેજ અકેકના મોંથી પ્રજામાં પ્રસરે છે. આજ સુધી બ્હાર પાડેલાં પુસ્તકો મેં એજ રીતે ઢોલ તાસા વગરની જાહેરાત વગર ખપાવ્યાં હતાં, લેખકો કરતાં વાંચનારાઓ વિશેષ વીદવાન હોય છે; એટલે સાહિત્યમાં સાચ્ચું સોનું કોણ કને છે અને કયાં પુસ્તકમાં છે એની કસોટી તેઓને બરાબર કરતાં આવડે છે.

સાહિત્યમાં પ્રવેશ થવા અગાઉ મ્હને મારા મિત્રમંડળ તરફથી કહેવામાં અવ્યું હતું કે, મેં સાહિત્યમાં લાઇન ખોટી લીધી હતી, કાંકે આ જમાનો 'નવલકથાનો' છે હશે બા—પરંતુ મારૂં મન એમ (કંઇ મોનવા સારૂ ના પાડવાથી નિતીના પાઠો લખવામાંજ મોટી

મોઝ માની બેઠી. કોઇક મિત્રોએ મ્હને કહ્યું કે એવા વિષયો કોઇજ વાંચે નહિ પરંતુ હવે તમામ વાંચકો પોતે જોઇ શકશે કે તેમ માનવાને મને જરૂરી કારણો મલ્યાંજ નથી. કાંકે અકેક કરતાં સાતસાત પુસ્તકો એક ઝપાટામાં ખપી ગયાં છે. પરંતુ હવે અત્રે મારા લાભની વાતો જવા દઇ આ લઘુ ગ્રંથમાં શું પીરસવામું આવ્યુ છે તે તમને કહીશ.

દુનીઆમાં માણસોને આજે આપણે ઘણી વિચીત્ર રીતે જીવન ગાળતાં જોઇએ છીએ. કોઇ ખુની તરીકે તો કોઇ ચોર તરીકે યા ખવિસ તરીકે આદિ અનેક દુર્ગુણોમાં ફસી પડી પોતાની કીંમતી જીંદગીને નકામી જેવી કરી નાંખેલાઓને જોઇએ છીએ. તેવા અજ્ઞાની હૃદયોને કંઇક દરજજે આવાં નિતીજનક વાંચનથી સુધરવાની ટક મળે એવા નિખાલશ વિચારથી આવા વિષય પર કલમ ઉપાડી છે.

મનુષ્ય જીંદગીમાં ઉત્તમમાં ઉત્તમ વખત, પ્રાર્થના અને મૃત્યની પળ છે જે ઉપર આ લઘુ ગ્રંથમાં વિવેચન કરવામાં આવ્યું છે. આ ત્રણ સાંધનો વિના મનુષ્યની જીંદગી સુકાંન વિનાના વહાંણની બરાબર છે. વહાણ પર જો સઢ ચઢાવામાં આવ્યું ન હોય તો હવામાં આમતેમ ડોળા ખાઇ એકાદ ખડક સાથ અફડાઇ નાશ પામે છે એજ રીતે માનવ જીંદગીનું વહાંણ પણ ચાલે છે. એટલા માટે બાલ્યા વસ્થાથીજ આપણા નાનાં બાળકોને પ્યારની નવલકથા વંચાવવા કરતાં બોધક પુસ્તકો વંચાવી તેમનાં કુમળાં મગજ પર કુદરત સંબંધી સારો છાપ બેસાડવો જોઇએ, તો ભવિષ્યમાં વય વધતાં સંસાર સાગરમાં ડુબકી મારતાં પોતાના લાભ કેમ સચવાય તેહેનો બારીક વિચાર કર્યા પછીજ જીંદગીની સપાટી પર સંભાળથી પગલું ભરતાં શીખશે. મનુષ્ય એક હાડકા માસ અને લોહીથી બનેલું પ્રાણી છે પરંતુ તે કેમ બન્યુ છે એની આપણને જરાય ખબર

નથી. માતૃશ્રીના ગર્ભમાં નવ માસ કેમ રહે છે અને પછીજ કેમ જન્મે છે? વળી એક કુદ્રતી દાંત ભાંગી જતાં તેવોજ એક દાંત જેવો બનાવવામાંથી મનુષ્ય જાતિ લાચાર છે, તેવી એક અમુલ્ય જીદંગીને માનવો કેવાં અધર્મ કામોથી કચડી નાખે છે; એ ખ્યાલોનું ચિત્ર દોરવાની મેં આ લઘુ ગ્રંથમાં કોશીષ કીધી છે.

પોતાની કીમતી જીદંગીનું મનુષ્ય જાતિ આજે કેમ નખ્ખોદ વાળે છે? કેવળ ખાવું પીવું અને મઝા કરીનેજ પોતાનો કાળ નિર્ગમન કરતાં દિસે છે. એમાંજ તેઓ જીદંગીનું કંઈ ખરૂ રહસ્ય સમજતાં લાગે છે. પરંતુ જો આવી કાલી અને ક્ષણિક વસ્તુમાંજ જો જીદંગીનું સાચ્ચું રહસ્ય સમજાતુ હોત તો મહાન પેગામ્બરો, મહાત્માઓ અને જોગી-જતીઓ જીંદગીનો ગુપ્ત ભેદ ઉકેળવા એકાંતવાસ તરીકે પહાડ-પર્વત શા સારૂ પસંદ કરતે? જીંદગીનું રહસ્ય મોટી દોલત સંગ્રહવામાં કીંચીંત મોઝ મઝાહમાં નથીજ. જીંદગીનું સાફલ્ય તો મોત અને જીંદગી વચ્ચેનો ભેદ શોધી કાઢવામાંજ છે, અને આ બાબદ મેં વિસ્તાર પુર્વક આ લઘુ ગ્રંથમાં સમજાવી છે. જેમાં "There is but a step, between us and death" ના સુંદર વાકયનો ઉંડો ભેદ સમજાવવામાં આવ્યો છે. અવનિમાં મનુષ્ય મુસાફર દાખલ આવ્યાં છે; પરંતુ સૃષ્ટિનું સૌંદર્ય જોઇ માનવ જાતિ ખરો માર્ગ તજી માર્ગમાંજ દિસતી આકર્ષક વસ્તુ પ્રતિ ધસી ગઇ છે. જેનું પરિણામ આજે ખુન, મારામારી, ધરતીકંપ, આદિ હૃદયોભેદક ચમકારા સિવાય આપણે કશુએ જોયું છે? જગતમાં આવા બનાવો તો આજકાલ સાધારણ થઇ પડયા છે, જે જોવાનું અને અનુભવવાનું મન થતાં આપણે સમજીને જોઇ શકીએ તેમ છે; પરંતુ અજ્ઞાનના અંધકારનો જે ઝંયા રૂપી

પડદો આપણી આંખપર ફરી વળ્યો છે; જેથી ખરૂં-ખોટું સમજવા જેટલીબી અક્કલ મનુષ્ય જાતિમાં રહી નથી. બાપુ બસ-હવે વધારે લખવા જેટલી મારી કલમમાં શક્તિ નથી. જે કાંઇ જણાવવાનું હતું, તે તો મેં આ પુસ્તકમાં સમાવામાં આવેલાં પંદર પ્રકરણમાં સમજાવી દીધું છે એટલે હાલ પર્યંત તો હું અત્રેજ થોભીશ.

"જોહરે જીંદગી"નો આ વિષય આપણા જાણીતા પારસી મેકમીલન નામદાર દિનશાહ એદલજી કરકરીઆએ પોતાના "ચેરાગે હિન્દ" અઠવાડીક પેપરમાં છાપ્યો હતો; અને તેમણેજ એને પુસ્તકના આકારમાંબી બહાર પાડયો છે; જે માટે હું એ મારા ભલા મિત્ર નામદાર કરકરીઆનો જીગરથી આભાર માનું છું. આ આપણા નામદાર કરકરીઆબી કંઇ એમજ માનતા હતા કે, આજનો જમાનો નવલ કથાનો છે એટલે સાહિત્ય કોઇ વાંચે નહિં, પરંતુ જ્યારે મેં મારો આ વિષય બતાવ્યો ત્યારે એવણ તો એનાપર એવા મોહી પડયા કે બસ પુસ્તક બનાવા લઇજ લીધું અને બીજા એવાજ વિષય લખવાની મ્હને ભલામણ કીધી. એ તો બા હિરાની પરિક્ષા ઝવેરીજ કરી જાણે, તેમ આવાં લખાણની તો, જે જાણે તેજ કદર કરી જાણે. આ પુસ્તકમાં અહિં તહિં ભુલો પ્રેસની ગફલતીથી રહી જવા પામી હોય તો તે માટે વાંચક વર્ગ દર ગુજરથી જોશે એવી મારી નમ્ર પ્રાર્થના છે,

બારીઆ સ્ટ્રીટ,
**નવસારી**, તા• ૧૫-૧૦-૨૭.

તમારી સદાની શુભેચ્છક બ્હેન,
**નોશાકરી પીલાં.**

# માહરૂં ૪૧ મું પુસ્તક.



હાલમાંજ મીસીસ પુતલીબાઇ જાંહાગીર કાબરાજીનું "પૈસા કે પ્યાર" નામનું પુસ્તક બાહેર પાડયું હતું તે પુસ્તક પછી આજે બીજાં આપણા નોશાકરાં બાનું મીસ, પીલાં ભીખાજી મકાતીનું આ પુસ્તક બાહેર પડે છે.

આ પુસ્તકની ખુબી વિષે હમારે વધુ બોલવાનું નથી. કેમકે આ આખાં પુસ્તકનું લખાણ "ચેરાગે હિન્દ" પેપરમાં કટકે કટકે છપાઇ ગયું છે અને તેજ લખાણોનો સામટો સંગ્રહ એકઠો કરી આ કીમતી લખાણો થોડાંક વર્ષોંબી જળવાઇ રહે એવા હેતુથી આ પુસ્તક બાહેર પાડવામાં આવ્યું છે.

આ પુસ્તકમાનાં ભીન્ન ભીન્ન લખાણો વાચ્યાં પછી એક માનસનાં વિચારો ફેરવાવા જોઇએ, અને તે ઉંચ ટોંચે પોંહચવા જોઇએ એવું હમારૂં મત છે. લખાણોની અસર માનસ માત્રનાં મગજ ઉપર એવો છાપ પાડે છે કે કોઇવાર તે લખાણોનાં વાંચણોથી માનસો પોતાનું તગદીર પણ ફેરવી શકે છે. અભ્યાસ! એજ આદમીનું ઉંચુ જીવન છે. નવસારી કરતાં મુબઇ અને મુબઇથી વધારે વેલાયત લોકો શા માટે જાય છે ? પોતાનો અભ્યાસ વધારવા અને તે અભ્યાસનાં પરિમાણે પોતાનું ઉંચું જીવન ગાળવાની હરેક માણસને ઇચ્છા હોય છે, તે આદમી પોતાની તમામ ઇચ્છા મોટા અભ્યાશથી તૃપ કરી શકે છે.

તેવા ઉંચા અભ્યાસના જ્ઞાન માટે આ પુસ્તક વાંચવાની અને તે માહાન માનસોને પગલે ચાલવાની એક આદમ જો કોશેપ કરે તો તે સઘળું પોતાનું ધારેલું કામ કરી શકે તેમ છે.

એવું આ પુસ્તક વાંચવાથી હમારી પોતાની પણ જીજ્ઞાસા થઇ કે, આ કીમતી લખાણોનું પુસ્તક છાપવું અને તે પ્રગટ કરવું દુન્યામાં વધારે સારૂ કામ કરેલું કહેવાશે.

લી○ દુવાગો દીનશા એં○ કસ્કરયા.

# અર્પણ.

## નવસારી પ્રાંતનાં મેહરબાન લોકપ્રિય સુબા સાહેબ,

## માધવરાવ મોરારરાવ શિતોળે.

બાર-એટ-લો.



જેમની નવસારી પ્રાંતની સુબાગીરીની ટુંક કાર્કીર્દી દરમ્યાન, ઠરેલ વિચારો, સારા સદગુણ અને ઇનસાફ કરવાની ઉંચી નેમથી, નવસારી પ્રાંતની પ્રજાના દિલ હરી લીધાં છે તેવા એક—

માનવંત સુબા સાહેબને

આ વિદયાથી ભરેલું પુસ્તક, માન, હેશાન અને લાગણીઓ સાથે અર્પણ કરું છું.

લી૦ તમારો વિશ્વાસુ,

દીનશા એ૦ કરકરયા.

# જૈહરે જીંદગાની.

યાને

# માનવ જન્મનો મર્મ.



## પ્રકરણ પહેલું



### આત્માશ્રધ્ધા અને આત્મસામર્થ્ય.

The man of God is a treasure in a dust heap;
The man of God is not skilled in bookish lare;
The man of God is not hidden o my son?
The man of God seek him and thou shalt find him.

Jalaluddin Rumi.

આત્મશ્રધ્ધા માટે આત્મસામર્થ્યની ઘણીજ આવશ્યકતા છે. આત્મ સામર્થ્ય વિના આત્માશ્રધ્ધા એ રસોઇ બનાવવાના વાસણો વિના રસોઇના સામાન જેવી છે, આત્મા શ્રધ્ધાથી માત્ર આટલી વાત જાણી શકાય છે કે, આપણામાં શું શું કામ કરવાની શકિત છે, અને આપણે શું શું કરી શકીએ તેમ છે. જ્યારે આત્મસામર્થ્યથી તો જે જે વાતોની ભાવનાં કરવામાં આવેછે તે તે વાતો કાર્યનું રૂપ ધારણ કરી શકેછે. અપવાદ તરીકે એક શિલ્પકાર કોઇ પત્થરના ટુકડાને જુએ તે

વખતે તેના આત્મવિશ્વાસ કેવળ આટલું બતાવી શકેછે કે આ પત્થરમાંથી મુર્તી બની શકશે ખરી; પરંતુ આત્મસામર્થ્ય તો, તે પત્થરના ટુકડાને તેની દ્વારા-ચક્ષુ સમક્ષ ગોયા મુર્તીજ ઉભી કરી દે છે. પ્રથમ વિશ્વાસ યાને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. બાદ આત્મ સામર્થ્ય ઉત્પન્ન થાય છે. પ્રથમ કોઇ કામ કરવાનો વિચાર થાય છે, પછી તે અનુસાર ક્રિયા કરવામાં આવે છે. ઇચ્છા થવી એ આત્મવિશ્વાસ છે જ્યારે તે અનુસાર પોતે ક્રિયા કરવી તે આત્મસામર્થ્ય છે.

જે મનુષ્યો આત્મ સામર્થ્યને પ્રાપ્ત કરી શકે છે, તેઓ પછી કહી શકે છે કે અમારી ઇચ્છાઓ અને હમારાં કામો અમારા સિવાય કોઇજ અનુમાન કરી શકતુ નથી; તેમ વળી અમને કોઇ સારો યા ખોટો વટીક પાડી શકતાં નથી કેવળ હુંજ પોતે પોતાને સારો યા બુરો બનાવી શકુછું. આત્મસામર્થ્યવાળો મનુષ્ય પોતાની આર્થિક, સમાજીક, માનસિક, સારિરીક અને આતંમિક દશાને પોતેજ સુધારી શકે એમ છે. મનુષ્યનું જીવન કેવા પ્રકારનું હોવું જોઈએ એ પશ્ન એવો છે કે જેનો પ્રત્યેક વ્યક્તિ પોતેજ વિચાર કરીને નિશ્ચય કરી શકે છે, આ માટે મનુષ્યે પ્રથમ પોતાના બળ ઉપર ઉભુ રહેતાં શીખવું જોઇએ બીજાંની સહાયની, આશા રાખવી અને તેના ભરૂસા પર જીવન ગાળવું નિર્થક છે. પ્રથમના કામમાં જો પોતા ઉપરજ આશા રાખવામાં આવે તો પછી ગમે એવા મોટાં કામને માટે મુસીબતમાં પણ આપણે કહી શકીએ કેઃ—

Let this Young year that. Silent. walks beside me—
Be as means of graee, to lead me up, no metter what besides me;
Wearer my master's face, If it need be that-ere,
I, reach the tountain,
Where liuing Waters play.

My feet should bleed from sharp stones on the mountain.
Then cast them in my way. If vain soul needs blows & bitter loses.
To shape it for Thy erown.
Then bruise it, burn It, barden it with erosses.
With sorrows bear it down.
To what thou wilt to mould me thy pleasure.
And if I should complain
Help full of anguish Yet another measure
Until I smile at pain.
Send dangers deaths ! but felo me how to dare them.
Enfold me in thy care. Send tears !
But give me strength to bear them.

કુદરતપ્રતિ જોશો તો જણાશે કે જે કામ પોતાને કરવાનું છે તે, તેને જાતેજ કરવું પડેછે; પોતાની જગાએ બીજાંને મોકલવાથી થઇ શકતુ નથી. મોતનો કાસદ તમને આમંત્ર કરવા આવે અને તમો ના પાડો અને બીજા કોઇ આગળ જવા કહો એમ બને નહિ કુદરત નિત્ય બતાવી આપે છે કે મનુષ્ય પોતેજ પોતાનો મિત્ર અને પોતેજ પોતાનો શત્રુ પણ છે. પછી તે પોતાને પોતાનો મિત્ર બનાવે કે ગમે તો શત્રુ બનાવે એ તેનાં પોતાનાંજ હાથમાં છે. સાધારણ દ્રષ્ટાંત કસરતનુંજ લ્યો શું કોઇ માણસ પોતાની જગાએ બીજાને અખાડામાં મોકલે અને કસરત કરાવે તો તેથી તેનું શરીર રૂષ્ટ પુષ્ટ થઇ શકશે, કદાપી નહિ જ્યાં સુધી તે પોતે જઇને પોતાના શરીર વડે શ્રમ નહિ કરે અને કસરતોના સિધ્ધાંત પર પોતાના શરીરનો અને સમયનો ઉપયોગ નહિ કરે ત્યાં સુધી તેને કાંઇએ લાભ થવાનો નહિ. એજ રીતે વળી કોઇ રોગ થતાં તે માણસને જાતે દવા

ન પીએ તો સંસારની સઘલી ઔષધીઓ તેને માટે નિષ્ફળ નિવડેછે. જો કોઇ પોતાના પેટની ચુંક મટાડવાને માટે બીજાને ચુરણ ખવાડે તો શું તેથી તેની ચુંક મટી જવાની હતી? નહિજ! રોગ મટાડવાને માટે તો જાતેજ દવા ખાવી જરૂરી છે ધર્મના સંબંધમાં પણ આમજ છે. ધર્મમાં મનુષ્યે સર્વ કામ પોતેજ કરવાનું છે. તેણે એમ ન સમજવું જોઇએ કે હું ગાડીમાં એક મુસાફર છું; પરંતુ એમ જાણવું જોઇએ કે ગાડીનો ચલાવનારજ હું છું હું ગાડીનો ડ્રાઇવર કીંવા એનજીયર છું અને ગાડી મારૂ જીવન છે. મનુષ્યે પોતાપરજ આધાર રાખતાં શીખવું જોઇએ નહિતર જીવન વ્યર્થ છે. અંતની પળે સગાં સ્નેહીઓ કોઇજ સાથે આવવાના નથી.

નથી જગતમાં સાથ સંબંધી વિના ત્રિભુવન નાથ:
શું ફોગટ ફાંફાં મારે મુરખડા ભરે આભથી બાથ.

કમળ પત્ર પર જળબિંદુને સુકાતાં શી વાર;
શ્રાવણની જળ ભરી વાદલીઓ વિખરાતાં શી વાર.

જીવતર સમજવું તેવું, આખર ન લેવું દેવું;
જીવ જવું છે ખાલી હાથ, અંતરમાં પાપ પુણ્ય સંગાથ.

પંથી જીવ પામી ગયો, નરભવ નગર બજાર;
સોદાગર સમજી જઇ, કરો પુણ્યનો વેપાર.

જુના જમાનાના રસાયણ બનાવનારા કીમીઆગરો કહેતા કે, માત્ર એક આંચની કમી રહી ગઇ; જો તે આપી હોત તો કલાઇની ચાંદી, અને તાંબાનુ સોનુ બની શકતે. આચરણમાં પણ એજ રીતનું છે. અનેક મનુષ્યો એવાં છે કે જેઓ ઘણે ભાગે ઉત્તમ હોય છે, જેમનામાં જ્ઞાનની પણ કંઈજ કમી હોતી નથી, ધર્મબુધ્ધિ પણ હોય છે, પરંતુ કેવળ એકજ વાતની તેમનામાં ખામી હોય છે, જે તેમના જીવનમાં કોઇ

સફળતા પ્રાપ્ત થતી નથી. આ ખાંમી આત્મ સામર્થ્યની છે. મનુષ્યમાં ગમે એટલા સારા ગુણો હોય મગર જયાં સુધી આત્મ સામર્થ્યનો ઉત્તમ ગુણ તેનામાં હોય નહિ ત્યાંલગી તેનાં સઘલાં સારા ગુણો નકામા છે, એવાં મનુષ્યોને વારંવાર પ્રત્યેક કાર્યમાં શંકા ઉત્પન્ન થાય છે. અને જે કાંઇ કરે છે તે છાલકા વિચારથી કરે છે. તેને દરેક કામ કરવામાં ભય જણાય છે. અને રાતદિવસ બસ આમજ ચિંતા થયા કરે છે કે રખે મારી મહેનત નિષ્ફળ જાય ! અને નિત્ય એવી રાહ જોયા કરે છે કે મને કોઇ ઘેર બેઠાં આવીને મદદ કરી જાય. એવા ખ્યાલો કરનાર મનુષ્યમાં આત્મ સામર્થ્ય ગુણ હોતો નથી. અને ખરી રીતે જોતાં તેનાં કાર્યો તેનીજ ભુલથી સફળ ઉતરી શકતાં નથી ત્યારે મનશાંન સામાંને દોષ દે છે કેમકે તેનાં મનમાં આમ ભાસ્યા કરે છે કે, લોક મારૂં કામ જોતાં નથી ને મારૂં મુલ્ય તપાસતાં નથી, મારી કોમ પ્રત્યેની સેવા તેઓ જોતાં નથી અને મને તુચ્છ સમજેછે. આ રીતે કેવળ પોતાના વિચારથીજ મનુષ્ય, બીજાને પોતાના દ્વેષી અને શતરૂં હંમેશાં માન્યા કરેછે. આવા મનુષ્યોને શાંતી થવી પણ મુશકીલ છે. અરે ! પણ ચિતાના ઘરમાં શાંતી હોયજ કયાંથી, તેને તો મનમાં બસ આમજ આવ્યા કરે છે કે મુજ સમ બીજો સંસારમાં કોઇ દુઃખી નથી, કોઇ પણ દરિદ્ર નથી, જેને મારા જેટલી નિષ્ફળતા મળી હોય, એથી ઉલટુ જેનામાં આત્મસામર્થ્ય હોયછે તેના વિચારોજ જુદા હોય છે. તે નિત્ય પોતામાં કયા અવગુણો છે અને તેને હું શી રીતે દુર કરી શકુ અને જગતમાં હું બીજાઓ કરનાં કેટલો હલકો છું તેના વિચારોજ કરવામાં મંડયો રહેછે. અને ખરેખર પ્રત્યેક મનુષ્ય પોતાની વખાંણ જોવા ને સાંભળવા કરતાં પોતાનામાં ગુપ્ત રહેલા દુર્ગુણો તપાસવામાંજ ખરી રીતે જન્મયો તમારે રોજ પ્રભુથી માગવું કેઃ—

God ! make my life a little light,
Within this world ! to glow
A little that burneth bright
Wherever I may go
God ! make my life a little staff
Where on the weok may rest
That so what Health and strength I have
May serve my neighbours best

God ! make my life a little sons.
That confortbet the sad
That helpeth others to be strong
And makes the singer glad.

આત્મસામર્થ્ય વિષે હું તમને એક દ્રષ્ટાંત કહું જે એક ખરો બનેલો અપવાદ આગળ બનેલો કહેવાય છે. કાશીમાં શ્રધ્ધાજીવન નામક એક મહેતાજી એકાદ છોકરાંઓની શાળામાં ભણાવા જતા હતા. પૈસે ગરીબ એટલે ઉધાર ઉછીકાથી પોતાનું અને બૈરી સંતાનનું પોષણ કરતા. પ્રસંગ એવો આવ્યો કે જે દિવસે સાહુકારને રૂપીઆ ભરવા જવાનું હતું તેજ દિવસે નિશાળમાં ઇન્સ્પેકટર પણ આવવાના હતા. હવે કરવું કેમ ? તેનાં વિચારમાં શ્રદ્ધાજીવન મહેતાજી ગુંચાયા. તેમની સ્થિતિ આ વેળા ખરેજ દયાજનક બની હતી. કેમકે જો તે દિવસે સાહુકારને રૂપીઆ ભરવામાં ન આવે તો તેમની વચ્ચેના કોલકરાર મુજબ શ્રધ્ધાજીવનને જાનથી બેજાન થવાનું હતું અને જો તેથી તે સાહુકારને ત્યાં જાય તો શાળામાં મોટા શિક્ષક ઇનસ્પેકટર આવે તે વેળા હાજરી નહી આપી શકવાના કારણે નિશાળમાંથી કાઢી મુકે તો જીંદગી તુલીક ભુખે ડોકાવું પડે એમ હતું. છતાંએ તેના મનમાં આમજ આવ્યું કે પ્રથમ સાહુકારને રૂપીઆ ગમે તેમ ભરી દઇ જીંદગી બચાવવી જોઇએ

કેમકે જો જીંદગી હશે તો કોઇપણ દિવસે નોકરી તો મળવાનીજ આમ મકકમ ઠરાવ કરી શ્રધ્ધાજીવન તો જે ગામમાં સાહુકાર હતો ત્યાં ગયો અર્ધા કલાકબાદ ઇન્સપેકટર શાળામાં આવ્યા. શ્રદ્ધાજીવન મહેતાજીને શેકન્ડ કરી અને ખબર અંતર પુછી વર્ગના છોકરાઓની હાજરી કેટલોગમાં જોઇ સહી વટીક કરી આપી પાછા વિદાય થયા અને બીજી સ્કુલ તપાસવા બીજા ગામે જવા સારૂ સ્ટેશન પર ગયા. ટ્રેન આવી. પ્લેટફોર્મ પર ઉતરતાંજ શ્રદ્ધાજીવને તો ઇન્સપેકટર સાહેબને દીઠા દહેસ્તથી ફગલાઇ જઈ ઝડપી પગલે તે તેમની આગળ દોડી ગયો અને નીચે પડી માફી માગતાં કહ્યું સાહેબ મને માફ કરજો પણ મારા અગત્યના કામસર હું આપને માન આપવા તે સમયે નિશાળમાં આવી શકયો નહિ. શ્રધ્ધાજીવનથી આવો વિચીત્ર ખુલાશો સાંભળી ઇન્સપેકટર ગુચવાયો તેવણે કહયું આપ તો, હું જ્યારે શાળા તપાસવા આવ્યો તે સમયે ટેબલ ભણી ઉભા હતા આપે, મને સલામ કરી સત્કાર કર્યો વળી હાજરી પત્રક બતાવ્યું. તે છતાં આપ એ શું બોલોછો, શ્રધ્ધાજીવન ઇન્સપેકટરનું આમ બોલવું સાંભળી વધારે ડંગ થતાં બોલ્યો, ના સાહેબ, હું હતોજ નહિ હું મારા કામસર અત્રેના એક પરગણાંમાં ગયો હતો જુઓ આ ટીકીટ ! અને તેથી તો હું આપની માફી ચાહવા આવેલો આમ ઘણી વાદવિવાદ ચાલી પરંતુ તેઓ બન્નેમાંથી આ બનાવ કેમ બનવા પામ્યો એ સમજી શકયા નહિ.

મજકુર ઉપલી વાર્તામાં ખરી રીતે આમ બનવા પામ્યુ હતુ કે શ્રદ્ધાજીવન મહેતાજી આત્મસામર્થ્ય ગુણ ધરાવતા હતા પણ તે ખીલેલા ગુણની વાત બિચારા મહેતાજી પણ નહોતા જાણતા. શ્રદ્ધાજીવન જ્યારે સાહુકારને ઘરે ગયા ત્યારે શાળામાં તેમનું કેવળ ખાલી બદનજ પડેલું હતું જ્યારે આત્મા ખોખાંમાંથી બહાર નિકળી સાહુકારને ઘરે ગયો હતો કેમકે માસ્તરનો જીવ

સાહુકારમાં વિશેષ હોઇ જે પ્રતિ તેનો વિચાર પુષ્કળ દોડતો હતો, ત્યાં આત્મા જઇ પહોંચ્યો હતો. જેટલાં જેટલા મહાન પુરૂષો થયા છે તે સર્વેએ અનેક દુઃખો અને આપત્તિઓ સહન કર્યાં છે. આપત્તિથી બીહવું એ કાએરનું કામ છે; જ્યારે આવી મળતી આપત્તિઓ સહન કરી તેની સામે થવું એ વિરતાનું કામ છે. તેઓ સમજે છે કે નિષ્ફળતા એ કાંઇ કાયમ માટે નથી, પણ ક્ષણ માત્રને માટેજ છે. જેમ રેલ્વે ગાડીની મુસાફરીમાં કદીએ આજુબાજુના ટેકરાને લીધે થોડુ વખત અંધારૂ આવી જાય છે, પણ તે ટેકરા દુર થતાં પ્રકાશ આવી જાય છે. વાદલાને લીધે ઘણીકવાર તેજસ્વી સુર્યનારાયણ ઢંકાઇ જાય છે મગર પળવારમાં તો તેનીજ ફતેહ થાય છે. પ્રથમ પાણી ઉપર અને તેલ નીચે જાય છે ખરૂં; પરંતુ અંતે તો તેલજ ઉપર તરી આવે છે; અને પાણીને નીચે દબાવી દે છે. એજ રીતનું આપનું જીવન પણ સમજવું. નિષ્ફળતા અને દુઃખનું અંધારૂં માત્ર થોડી ક્ષણને માટેજ હોય છે. જે ગયા પછી સુખનો પ્રકાશ એકાએક દિસે છે.

સુખ દુઃખ મનમાં ન આણીએ–ઘટ સાથેરે ઘડીઆં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે–રઘુનાથજીનાં જડીઆં.

નળ રાજા સરખો નર નહી–જેની દમયંતી રાણી;
અંધે વસ્ત્રે વનમાં ભમ્યાં–ન મળ્યાં અન્ન ને પાણી;

પાંચ પાંડવ સરખા બંધવા–જેની દ્રૌપદી રાણી;
બાર વરસ વન ભોગવ્યાં–નયણે નિંદ્રા ન આણી.

સીતા સરખી સતી નહી–જેના રામજી સ્વામી;
રાવણ તેને હરી ગયો–સતી મહા દુઃખ પામી.

રાવણ સરીખો રાજીઓ–જેની મંદોદરી રાણી;
દસ મસ્તક છેડાઇ ગયાં–બધી લંકા લુટાણી.

હરિશ્ચંદ્ર રાય સતવાદીઓ—તારા લોચની રાણી,
તેને વિપતિ બહુ પડી—ભર્યાં નીચ ઘેર પાણી.

શિવજી સરખા સતા નહિ—જેની પાર્વતી રાણી;
ભોળનાથ ભીલડી થકી—તપમાં ખાંમી ગણાણી.

જેમનામાં આત્મસામર્થ્યનો ગુણ હોય છે, તે સર્વેથી અધિક બળવાન હોય છે. તે સિવાયના માણસો નિત્ય શત્રુના પંજામાં દબાયલાજ રહે છે. અને તેમનો નાશ થતાં વાર લાગતી નથી. એવાં મનુષ્યોમાં સ્વતંત્રા હોતી નથી. નિત્ય ગુલામગીરીમાંજ પોતાના દિવસ પુરા કરે છે. જે મનુષ્ય વિપત્તિ વખતે ધૈર્યને ધારણ કરીને દૃઢ રહી શકે છે અને આવેલાં વિઘ્નોને સાહસ અને વિરતાથી ખમે છે તે પોતાની આંતરિક શકિત ઉપર નિર્ભય રહી શકે છે. જ્યાં સુધી મોગલ શહેનશાહો જાતે કાર્ય કરવા તત્પર રહયાં ત્યાં તુલીક મોગલ સામ્રાજ્યની ચઢતી સ્થિતિ હતી પણ જ્યારે પોતાનું કામ અમલદારો પર સોંપાયુ એટલે તેમનો પરાજ્ય થયો. એવોજ હાલ રોમનો પણ છે. જ્યારથી રોમ—વાસીઓએ સ્વાવંલબનનો ત્યાગ કર્યો અને પોતાનું કાર્ય યુદ્ધમાં પકડાએલા કેદીઓને સોંપ્યુ તે વખતથી રોમ દેશનું પતન થવા માંડયુ. અને તેમનામાં ઉત્સાહ બદલ આળસ, ભય, દુર્બળતા અને કંટાલાએ પ્રવેશ કરવા માંડયો. પરિણામ એવું આવ્યું કે રોમ જેવો બળવાન ક્ષત્રિય અને વિજયી દેશ બળહિન અને સહાસહિન થઇ પડયો આત્મ સામર્થ્ય માટે જો કે અનેક વિઘ્નોને સહન કરવાં પડે છે; પરંતુ વિઘ્નોને સહન કરવું એતો ત્યાર પછી મનુષ્યનો સ્વભાવજ થઇ પડવો જોઇએ. સંસારમાં એજ કર્તવ્યનો માર્ગ છે. ઘણાંય મનુષ્યો એવાં આળસુ અને દુર્બળ હોય છે કે તેઓ દુઃખ પ્રસંગે ધૈર્ય રાખતાં તો બાજુ રહયા પણ પોતે પોતાનો

ભાર વટીક ઉપાડી શકતાં નથી એવાં મનુષ્યો કેવળ ભોગ વિલાશોમાંજ રહી જાયછે. અને સંસારમાં તેઓ કંઇજ કરી શકતાં નથી જગતની આવી માઠી હાલત ઉપર અફસોસ કરતાં એક કવિ લખે છે કે,—

Whenever I take my walks abroad
How many poor I see?
What shaee I render to my god
For all his gifts to me?

યાને—

જ્યારે ફરવા નિસરૂ બાર શહેર બઝાર;
બહુ નર્ધન નજરે પડે દુ:ખીઓ સૌ સંસાર.
જે બક્ષિશ મુજને કરે સમર્થ સરજન હાર;
તે સઘળાંનો કયમ કરી માનીશ હું ઉપકાર;

આત્મસામર્થ્ય પ્રાપ્ત કરવા સારૂ મનુષ્યે પ્રંસગ આવે એક બીજાને સહાયતા આપવી જોઇએ. જીવનના આરંભથીજ તેણે આ વિચાર કરી રાખવો જોઇએ કે, જીવન એ એક એવું યુદ્ધ છે કે જેમાં તેને જાતેજ લડવું જોઇએ અને જાતેજ યોધ્ધા બનવું જોઇએ. જગતના યુધ્ધમાં ભાડુતી ફોજથી કામ ચાલવાનું નથી તેમ કંઇ બચી પણ શકાવાનું નથી. આ યુદ્ધ-માંથી બચવું એ મૃત્ય તુલ્ય છે.

કેમકે જો બચશો તોએ મરશો અને નાસશો તોએ મરશો એમ છતાંએ એ યુધ્ધમાં વિજય મેળવવા તમારે આત્મ શામર્થ્યનો ગુણ પ્રાપ્ત કરવો જોઇએ. મનુષ્યની અંદર કાંઇ કાંઇ ખાંમીઓ તો છેજ! જે તેને દેખી શકાય નહિ. જેમ તખ્તામાં જોયા વિના મોં દેખી શકાય નહિ. તેમ એક મનુષ્યની ખાંમી ખુબી સાંમા વિના કોઇજ જોઇ શકે નહિ. માટે જયારે જ્યારે તમને કોઇ તરફથી તમારી ખાંમી બતાવવામાં આવે તો તે

ખાંમી દુર કરવા તમારે પ્રયત્ન કરવો જોઇએ. જો તમારામાં કોઇ એવી શકિત ન હોય કે જે શકિત બીજાંમાં હોય તો તમારે કદિએ તેની ઇર્ષા નકરતાં તે મેળવવા કોશીષ કરવી જોઇએ આ માર્ગ અમલમાં મુકવો કઠણુ છે. એ માટે તમારે રોજ રાત્રે સુતી વેળા તમારાં આખા દિવસના કામનો હિસાબ લેવો જોઇએ. જે એક પ્રકારની પ્રાથના સાથ સ્વસુધારણાનો ઉત્તમ ઉપાય છે.

At eveining to myself I say
My Soue where hase-thou glean'd to day,

Thy' labours how hestow'd ?
What hast thou rightly said or done ?
What grace attain'd or knowiedge won
In following after God !

મનુષ્યે દિવસે દિવસે પોતાની ઉન્નતિ કરતાં રહેવું જોઇએ જે સ્થિતિમાં આપણે પરમ દિવસે હતાં તેથી કાલે આગળ વધ્યાં છીએ, અને જેટલાં કાલે હતાં તેથી આજે આગળ વધવું જોઇએ. અને જેટલાં આજે વધ્યાં છીએ તેટલાં—બલકે તેથી વધુ આવતી કાલે વધીશું. આ વિચારો સફળતાના મુળ રૂપ છે. આત્મ સામર્થ્ય ઉપર આધાર રાખનારો મનુષ્ય બીજાના યશના આશ્રય ઉપર કદિએ જીવતો નથી. તે જાતે વિચાર કરે છે, જાતે ઉધોગ કરે છે અને જાતેજ કામ કરે છે. આથી આમ ન સમજવું કે આપણે આપણા શુભેકોની શીખાંમણ ન સાંભરવી. જો તે સત્ય ભાવથી માર્ગ બતાવે તો તે અવશ્ય સંભારવીજ; પરંતુ સાચ્ચા મિત્રો જગતમાં જવલ્લેજ જોવામાં આવે છે. કેમકે દુનીઆ સ્વાર્થી અને દગાખોર છે, તો માણસોની તો વાતજ શી કરવી ? હવે મનુષ્ય જયારે આત્મશ્રદ્ધા અને આત્મસામર્થ્યથી પરિપુર્ણ થાય છે કે તેને ત્રિકાળ જ્ઞાન

કુદરતી થવા માંડે છે. એવા ત્રિકાળનું જ્ઞાન ધરાવનાર આપણી કોમમાં એકજ વિરલો--શાહ ગુશતાસ્પના રાજમાં જામાસ નામે થઇ ગયો હતો જેવણ પાછલથી આપણા હજરત જરથુસતની પુત્રી સાથ પરણ્યા હતા.

ત્રિકાળજ્ઞાનનો અર્થ ભુત, ભવિષ્ય અને વર્તમાન કાળની વાતો જાણવી એવો થાય છે. આરંભમાં એવા જ્ઞાનનું સામર્થ્ય ઘણે ભાગે હતું. પ્રાચીન ઇતિહાસમાંથી એ વિષે ઘણીક નોંધો મળી આવે છે. રૂષી અને મુનીઓમાં ત્રિકાળ જ્ઞાનનું સામર્થ્ય ઘણે ભાગે હતું. વાલ્મીકીએ રામચંદ્રનું ચારિત્ર એજ સામર્થ્ય વડે ભગવાન રામના જન્મ આગાઉ લખ્યુ હતું. વષિષ્ટને છાનામાનાં રાતના સમયે મારવાનો ઇરાદો વિશ્વમિત્રે કર્યો હતો; જે ઇરાદો વશિષ્ટે પોતાની પુર્ણ કુટીમાં બેઠે બેઠે તેજ સામર્થ્યથી જાણી લીધો હતો. વળી આપણા મહાન રૂપીતામા જરાથુસને પણ પોતાનું મોત અગાઉથી જાણીતુ હતુ. એ પ્રમાણે ત્રિકાળ જ્ઞાનીનાં અંસખ્ય ઉદાહરણો ઇતિહાસ દ્વારા મળી આવે છે. ઇશ્વરી સિદ્ધાતોને ખાસ કરી નહિ માનનારાઓને આવા દ્રષ્ટાંતો ગપ્પા કીંવા કલપિત લાગશે. પણ તે મનુષ્યો આત્મસામર્થ્યથી પોતાની મેળે વિચાર કરવા જેટલીબી સ્વતંત્રા ધરાવતાં નથી.

જગ બોલે ફાવે તેમ મારે મન વસ્યુ જેમ;
મારે કરવુ તેવું તેમ મારે લિલા લ્હેર છે.

હરિએ આપ્યુ જે સુખ તેજ મારે સાચ્યુ સુખ;
બાકીતું બંધુએ દુઃખ મારે લિલા લ્હેર છે.

કોઇ મહેશ રામા રંગે કોઇ મો હયા વિન્ત સંગે;
હું મોહયો હરિ સઉ અંગે મારે લિલા લ્હેર છે.

પશ્ચીમ ભણીના મુલકોમાંના અમેરિકાના સંબંધમાં સેનેકા નામક તત્વ જ્ઞાનીએ અને પ્રાટેસ્ટંટ મતના સુધારવાના વિષ્યમાં

દ્દાન્ત નામક જ્યોતીશે પ્રથમથીજ સુચના કરી હતી એ વાતતો સર્વત્ર પ્રસિધ્ધ છે. વળી એ સામર્થ્ય મિલ્ટન, પિંડાર, કાલી મકેસ વિગેરે કાવ્યોમાં પણ હતું એમ કહેવાય છે કે સરીઆના રાજાના સેનાપતિએ તેના નોકર ગેહાઝીને જે વખતે ઠગ્યો હતો એ વાત એલીશાએ અગાઉથી જાણી લીધી હતી. એકવાર એલીશા ડમાસકસ જતો હતો; માર્ગમાં તેને બંન હરાદ નામનો રાજાનો સરદાર મલ્યો. એલાર પેલાર વાત પછી એલીશાએ સરદાર હેજલને કહ્યું ભવિષ્યમાં તું ઇજરાયલ નગરને બાળી નાખીશ અને મનુષ્યોને કતલ, આવી વિચીત્ર વાતો સમજી હેજલે ઉત્તર દીધો આપના આ ગરિબ સેવકથી તેવું રાક્ષશી અને નિંદાયુકત કૃત્ય કદીએ થવાનું નથી. એલીશા હર્ષથી બોલ્યો એ વાત મને ઇશ્વરે આપેલા જ્ઞાનથી હું તને કહુંછુ, કે જ્યારે તું સીર્યાના રાજ સિહાસન ઉપર બેસીશ ત્યારે તુંજ એવાં રાક્ષશી કુત્યો કરીશ. અને ખરેખર કેટલાક વખત પછી એલી-શાની ભવિષ્ય વાણી અક્ષરશઃ સત્ય થઈ એવાં જ્ઞાન માટે ગીતામાં કહયુંછે કેઃ—

सर्व कर्मास्वित्कं पर्थ ज्ञाने परिसमाण्यते ॥
तान्द्रिद्रि प्रणिप्रातेन परिप्रश्न ,सेवया ः
उपदेउयंति ते ज्ञान ज्ञानि न स्तत्त्वदर्शिनं ॥

અર્થઃ—હે પાર્થ ! સઘલાં કર્મ આખેર જ્ઞાનમાં સમાપ્ત થાય છે. જે જ્ઞાનચુક્ષુથી જોનાર જ્ઞાનીઓ છે તેઓ શીષ્ય બનનારને, તપાસ કરનારને, સેવા કરનારને જ્ઞાન આપશે.

એજ રીતનું વાકય આપણા પાક અવસ્તામા "મોટી હપ્તન યસ્તમાંથી મળી આવે છે કે;-

ઇર્મેંમ થ્વાંમ દ્તુમ યાનંમ હઓમ જાઇદ્યોમિ દુર ઓપ,

પઉર્વં તાયુમ પથર્વં ગર્ધમ પઉર્વ વેહર ક્રંમ ખુદાયો મદાધે;
માચિશ પોઉર્વો એતનો; વિસ્યે પઉત્ર' ખુદાયો મદાધે.

અર્થ:—અએ દદ'ને પછાત રાખનાર હોમ! તારી કને છઠી બક્ષેશ (હું) આ માગુછુ (કે) અને અગાઉથી ચોર વિષે અગાઉથી ખુંની વિષે, (નથી) અગાઉથી વરૂ વિષે જાણી શકીએ. હમારી આગળ કોઇ (બીજો) નહી જાણી શકે, બધુ આગાઉથી હમોજ જાણી શકીએ."

ત્રિકાળ જ્ઞાનતું સામર્થ્ય મનુષ્યમાં શી રીતે અને ક્યારે આવેછે એ વાત વિચારવા જેવી છે. મનુષ્યને તે જ્ઞાન ચિન્ત વૃન્તીઓને એકાગ્ર કરવાથી જ્ઞાન પેદા થાય છે. ચિન્તની એકાગ્રતાથી આ સ્થુળ શરીરની સ્થુળ ઇંદ્રિઓન પણ પોતે ક્રિયા રહિત થવું પડે છે. એવા વખતે એકાગ્ર થએલું ચિન્ત તે આત્મામાં પ્રવેશ કરે છે, જેને પરમાત્મા સાથ નિકટનો સંબંધ હોય છે. આપનો જે દમ ચાલે છે તે નસકોરાંમાથી છે. પણ એકજ નસકોરીમાંથી આપણે દમ લઇએ છીએ એમ ઘણાંકો જાણતાં નથી જે મનુષ્ય પવિત્ર હોય છે તેનીંજ બે નસકોમાંથી દમ જાય છે. એવાં માણસોને "સુષુમણા" કહેવામાં આવે છે. આ સુષુમણાં મધ્ય રાત્રે કે મધ્ય બપોરે ચાલતી કહેવાય છે. આવી એકાગ્રતા દ્વારા ભુત, ભવિષ્ય અને વર્તમાન કાળની યાતો યથાવત જાણી શકાય છે. ક્વચિત દેવી જ્ઞાન, વિધાદાન અને જાણી અજાણી વસ્તુઓનું પણ જ્ઞાન થાય છે. મનુષ્યે પોતે ત્રિકાળી જ્ઞાની થવા માટે પ્રથમ; ઇશ્વર એકજ અને આપણ સઘળાં તેનાંમાંજ વસીએ છીએ એ જાણવું જોઇએ. તે અંખડ પ્યારની મોટાઇને ઓળખતાં એક દિવસે. તેનામાં ખુદાઇ જ્ઞાન આપોઆપ પ્રવેશ થાય છે. માણસો, ખુદાઇ લાયકાત માટેજ નિર્માણ થયું છે. પવિત્ર "કુરાન" માં કહયું છે કે:-

"નહનો અકરબો ઇલ્હેમીન હબલીલ વરીદ" યાને હું

ઈનશાંનની તરફ, તેની ગરદનની નસ કરતાં પણ ઘણોજ નજદીક છું.

'બાઈબલ' માં ક્રાઈસ્ટે કહ્યું છે કેઃ—

I and my Father are one યાને—હું અને મારો બાપ (ઇશ્વર) એકજ છીએ.

તેમ વળી શ્રીમદ્.ભગવદ્ ગીતામાં પણ આવ્યુ છે કેઃ—

सर्वस्य चांहं हरिसन्नि विष्टो !
भतः सूमति ज्ञानि भक्रोहनच ॥

ભાવાર્થઃ—

"Gerily, am enshirned in the hearts of all; from me is memory, wisdom and Loss"

આદમકો ખુદા મત કહો, આદમ ખુદા નહિ;
લેકીન ખુદાકે નુરસે, આદમ જુદા નહિ

એક વિદવાને કહયું છે કે-શરીરની જે રાત્રી છે તે આત્મનો દિવસ છે; અને આત્માની જે રાત્રી છે તે શરીરનો દિવસ છે. શરીરના દિવસમાં શરીર પોષણના ઉપાયો કરવામાં આવે છે. આત્માના દિવસમાં આત્મ જન્મ વશિષ્ટ જ્ઞાન પેદા થાયછે. પોત પોતાની રાત્રીએ બંન્ને પોત પોતાના કર્તવ્યને ભુલી જાય છે આ પ્રકારે આ સામર્થ્ય પણ ચિત નિરોધ દ્વારા વશીષ્ટ જ્ઞાનથી પ્રાપ્ત થઇ શકે છે. આ સામર્થ્ય આતમા માંહેથી ઉતપન્ન થાયછે. પ્રત્યક મનુષ્યમાં આત્માવિધમાન હોયછે. આથી મનુષ્ય ધારે તો આવું જ્ઞાન પ્રાપ્ત કરી શકે! પરંતુ ઇંદ્રિઓના વિષયો-માનો પ્રેમ આ સામર્થ્યને બહાર પ્રકાશવા ન દેતાં ઢાંકી દે છે. જયારે મનુષ્ય વિષયાસ કિતને ત્યાગીને નિર્મળ ચિતે આત્મમાંથી જ્ઞાનને મેળવે છે, ત્યારે તેને આ દેવી સામર્થ્ય પુર્ણ રીતે પ્રાપ્ત થાય છે. રાખથી ઢાંકેલો આતશ ઉપરથી જણાઇ શકતો

નથી, પણ જો ઉપરથી રાખ કાઢી નાખવામાં આવે તો તળેનો અગનિ ચમકવા લાગેછે અને તે બરાબર દેખી શકાય છે. એજ રીતે ત્રિકાળ જ્ઞાની થવાનું દરેકના ભાગ્યમાં હોઇ છતાં વિષયાસકિત રૂપ રાખમાં ઢંકાઇ રહે છે. માટે જેણે આત્મશ્રધ્ધા આત્મસામર્થ્ય અને ત્રિકાલી જ્ઞાની થવું હોય તેણે રાખના ઢગને ખસેડી મેળવો જોઇએ.

કીસમતની બલીહારી છે-કીસમત કરે સો હોય;
કીસમત કોણે બનાવ્યુ-તે તું વિચારી જોય
તે તું વિચારી જોય-કોઇ કહે પ્રભુએ કર્યું;
કોઇ કહે બન્યુ આથી-તે કાને ધર્યું.
પ્રભુ મુખથી એવું કહે-અલિપ્ત હું છું સદાય;
દુનીઆના સર્વ કાયદા-મને ન બાધક થાય.
જેવા વિચાર તેવું થશે-મન માળા જેવી હવે;
જેવું વાવો તેવું લણો-પ્રભુ મુખથી એવું કહે.

---

# પ્રકરણ બીજું.

## શાંતી વિનાનુ જીવન સ્મશાંન.

Goving friends! be wise and dry
Straightway every weeping eye;
What you left upon the hier,
Is not worth a single tear;
'Tis a simple sea-shell, one-
Out of which the peare has gone;
The shell was nothing, leave it their,
The peare-the Soul was all, is here.

Byron.

મનુષ્ય જીવનમાં શાંતિ એ એક અમુલ્ય વસ્તુ છે. જેમની આંતરિક ગતિ અને ઉદ્દેસ્યોથી પુર્ણ રીતે સહાનુભુતિ છે, તેવા મહાન જીવનના આધાર રૂપ શાંતિ છે. જયાં સ્વતંત્રતા, સ્વાધલંબન શીલ અને સચરિત્ર મનુષ્યોનો વાસ હોય છે, ત્યાં શાંતિ જણાય છે; કેમકે દ્રઢ પ્રતિજ્ઞા, ઉદ્દેસ્યની સ્થિરતા, આત્મશ્રદ્ધા અને આત્મબળનુંજ નામ એ શાંતિ છે.

જે મનુષ્ય માત્ર દૈવ ભાગ્ય ઉપરજ ભરૂપો રાખે છે, તેને કદિ પણ શાંતિ મળતી નથી, તે પોતાની વર્તમાન સ્થિતિથી એક તસુ પણ આગળ વધતો નથી, અને ભવિષ્યની કાંઇ ચિંતા કરતો નથી, પણ કાયેર અને પુરૂપાર્થહિન બને છે. તેના મોંમાં જો કોઈ નાખે તો ખાય, નહી તો એમનો એમજ પડયો રહે છે. તે જાતે કંઇ કરતો નથી તેની દશા સુકાંન વગરની નઉકાના જેવી હોય છે, કે કોઇ પણ પ્રકારની વ્યવસ્થા વગર છોડી દેવાથી સમુદ્રમાં ડુબી જાય છે. તેની પાસે હોકાયંત્ર કે સમુદ્રનો નકશો હોતો નથી. તેમ તેને ખબર પણ હોઇ શકિત નથી કે કયાં જવું છે. જયાં હવા તેને લઇ જાય છે ત્યાં તે જાય છે. તેનું જીવન ઘણુંજ અનિયમિત અને ઢંગધડા વિનાનું હોય છે. તેનાં મનમાં કાંઇ સંકલ્પ ઉત્પન્ન થતો નથી, તેને કોઇ ઉદેસ હોતો નથી અને કોઇ કાર્ય પ્રણાલી પણ હોતી નથી. આવા મનુષ્યને કદિ શાંતિ કે સુખ મળતું નથી. માટે તમારે નિત્ય તમારાં મનને દિલાસો આપી સમજાવતાં રહેવું જોઇએ કે—

I stay my haste, I make delays,
For what avails this lager place?
I stand amid eter nal ways,
And what is mine shall know my face.
Asleep awake by night or day?
The friends I seek are seeking me;

No wind can drive my bark away
Zor change the tide of destiny.
The waters know their own, and draw
The brooks that spring in Yonder height;
so flows the good with equal law
Unto the soui of pure delight;
The stars come nightly to the sky;
The tidal wave in to the sea;
No time nar space nor deep nor high;
Can keep my oun away from me.

હું ઉતાવળથી નહિ પણ ધીરજથી કામ કરૂં છું, કેમકે ઉતાવળથી શું પ્રાપ્ત થવાનું છે? હું શાશ્વત માર્ગનો પથિક છું અને જે વસ્તુતઃ મારૂં છે તે મને અવસ્ય મળશેજ. જાગતાં અથવા ઉંઘાતાં, દિવસે તેમજ રાત્રે હું જે મિત્રોને શોધું છું તે મિત્રો પણ મને શોધે છેજ! કોઇ પણ તોફાની પવન મારી જીવન નૌકાને અવળે માર્ગે દોરવા તેમજ મારા ભાગ્યના પ્રવાહને ફેરવવા સમર્થ નથી. જેવી રીતે સમુદ્ર પોતાના સજાતીય જળને પિછાંણે છે, અને પર્વત ઉપર ઉત્પન થતા ઝરાને નદી રૂપમાં ફેરવી પોતાના તરફ આકર્ષે છે, તેમ પવિત્ર આનંદિત આત્મા તરફ પણ શુભ વસ્તુ આકર્ષાય છેજ. જેવી રીતે રાત પડતાં તારાઓ આકાશમાં પ્રકાશે છે અને જેવી રીતે દર્યામાં ભર્તી ઓટ નક્કી પણે થાય છે, તેવીજ રીતે જે મારૂં છે તે પણ આવસ્ય મને મળશેજ. તેમાં સમય, સ્થાંન, ઉંચાઇ-નિચાઈ કંઈ પણ અંતરાય ભુત થઈ શકે તેમ નથી.

જે મનુષ્યો પુરૂષાર્થ ઉપર ભરૂસો રાખે છે તે મનુષ્યનું જીવન બહુજ નિયમિત અને નિયમનુસાર હોય છે. તેનો ઉદ્દેશ પ્રથમથીજ નક્કી કરેલો હોય છે. અને તે સદા નિર્ણય માર્ગે જનારાં હોય છેઃ આવા માર્ગમાં કેટલીય વિપત્તિઓ આવે,

ગમે તો કેટલીય નુકશાંનીઓ વેઠવી પડે, પરંતુ તે ધૈર્યવાળો ધીર પોતાના ઉદ્દેશ્યથી એક જરા પણ ચળતો નથી, અને પોતાના માર્ગથી કદિ પણ પાછલ હટતો નથી. પરંતુ નિર્ભય થઇને આગળ વધ્યાજ કરે છે. તે જાણે છે કે મધ પરે હંમેશાં મધમાખો ભમતીજ હોય છે, તેમ સારા માર્ગ ઉપરથી મનુષ્યનું દિલ-મન ઉતારો કરવા બુરી શકિત નજીક જ હોય છે. માટે તેથી ગાભરૂ બનવું જોઇએ નહિં મુશકેલીના વખતે સાહસ અને ધૈર્ય અકસીર ઔષધ રૂપછે. એવા શાંત સ્વભાવના માણસોને ન છુટકે કદિ એ માર્ગમાંથી પાછળ હટવું પડે છે તો તુરત તેઓ પાછાં તે માર્ગ પર આવી જાય છે પોતાની ફરજની તે જેટલી દરકાર રાખે છે, તેટલી જીદંગીની પણ રાખતો નથી. તે નાસીપાસી મલ્યા છતે પોતાનું કામ શાંતીથી કર્યેજ જાય છે અને જરાએ અધીર બનતો નથી. આવી રીતે શાંતીના તખ્ત પર બિરાજવાથી ઘણાકો પ્રથમ બારીમાં દુઃખથી પિડાઇ પાછલથી મહાત્મા તરીકે પોતાના નામો આ ફાની ચોકડી પર અમ્મર રાખી ગયાં છે.

શાંત મનુષ્ય પોતાના કાર્યને ઘણીજ ધીરતાથી પુર્ણ કરે છે. કોઇને ખબર પણ પડતી નથી કે એનું ભવિષ્ય શું આવશે ? કીંવાતો અંતે તેના કાર્યનું કેવું, પરિણામ આવશે. મનુષ્યને હંમેશાં નવિન નવિન અનુકુળતાઓ અને નવિન નવિન બુધ્ધિ મળ્યા કરે છે તેનો યથા શકિત સારાં કાર્યોમાં ઉપયોગ કરવો એ મનુષ્યનું કર્તવ્ય છે. શાંતી એ મનુષ્ય માંહેની ગતિ છે. તેનો સંબંધ હૃદયની સાથે છે. હૃદયમાં શાંતી હોવી જોઇએ. બહાર ગડબડ ન થવી એ કાંઇ શાંતી નથી. અંતરની શાતી તો જ્યારે પ્રગટ થાય છે ત્યારે બહાર ભલેને ગમે એ થયા કરે, તોએ બહારની ગડબડથી અંદરની શાંતીને કંઇ પણ આંચ લાગતી નથી. જેવી રીતે

પવન કે ભરતીઓની અસર કેવળ સમુદ્રની ઉપરની બાજુ ઉપરજ હોય છે, અને વધારેમાં બસોથી ત્રણસો ફુટ નીચે સુધી જઇ શકેછે. અને તેથી છેક તળેટીએ તેની અસર થતી નથી. અંદર તો મુળ સ્થિતિજ કાયમ રહેછે તેવીજ રીતે અંદરની શાંતીની ગતિ છે. જીવનનાં અનેક મોટાં મોટાં કાર્યો કરવાને માટે અપણે હમેશાં નાનામાં નાનાં કાર્યો કરવામાં પણ ઘણાંજ શાંત રહેવાની જરૂર છે. જે પોતાના ઉપર કાબુ રાખી શકેછે તે મનુષ્યનેજ શાંતી પ્રાપ્ત થાય છે, આવો માણસ ઘણે ભાગે શ્રીમદ ભગવદ ગીતાના ૫-૨૦ માં જણાવ્યા મુંજબ—

न प्रहृष्योत्प्रिय प्राप्य नोहजे त्माप्य चाप्रियम् ।
स्थिर बुद्धरस मूढो ब्रह्म विद्ब्रह्मणी स्थित ॥

"ચાહેલી ચીજ મળવાથી હરખાતો નથી, અને અણુ ગમતી ચીજ આવી પડેછે તો તેથી દલગીર થતો નથી, બુદ્ધિ જરા ડગતી નથી, માહેથી એટલે અજ્ઞાનથી ભોળવાતો નથી, એવો જે માણુસ બ્રહ્મને જાણુનારો છે તે બ્રહ્મમાંજ રહેલો છે."

જ્યારે તમને સંસારિક ચિંતાઓ સતાવે, અને આપતિઓથી તમારો જીવ ગભરાય, ત્યારે તમારે શાંતી દેવીના પવિત્ર મદિરમાં પ્રવેશ થવું જોઇએ અને થોડો વખત સર્વ વાતને વિસારી કેવળ શાંતી દેવીનીજ આરાધના કરવી જોઇએ. જો તે વખતે પણ સંસારિક ચિંતાઓ અને વિઘ્નોએ તમને ડબાવી દીધા, અને તમે ડબાઇ ગયા તો સમજજો કે તમે સદા તેના દબાયલાંજ રહેશો, અને તેના ઉપર તમે કદિ પણ વિજય પ્રાપ્ત કરી શકશો નહિ. ચિંતા અને આપતિના વખતે શાંતી પ્રાપ્ત કરવાનો એકજ ઉપાય છે અને તે આકે જે વાતથી તમને ગભરાટ થતો હોય તેને પ્રથમ સમજો અને તમારી સંપુર્ણ સંકલ્પ શકિતનો તેના ઉપર ઉપયોગ કરો, તો પછી તમને જણાશે કે જેમ સુર્ય

ઉગતાંજ તમામ અંધારૂ દુર થઈ જાય છે, તેવીજ રીતે તમારી ગભરાંમણ એની મેળેજ દુર થઇ જશે. અને તે પછી જે શાંતીનો ચમત્કાર તમારા હૃદય મંદિરમાં પ્રકાશિત થશે અને જે નવિન શકિત તમને જણાશે, તે પુર્ણ શાંતિની પ્રાપ્તિનો આરંભ કરશે. પછી તમે મહાન વિઘ્નો અને અડચણો વિરતાથી નિભર્ય થઇને દુર કરી શકશો. તેમજ પછી જો તમારી સંપુર્ણ આશાઓ અને તમારો સંપુર્ણ ઉપયોગ નિષ્ફળ પણ જાય તોએ તમને ગભરાંમણ કે નિરાશા ઉત્પન્ન થશે નહિ, અને તમારૂં જીગર તે વેળા તમને ગુપ્ત રીતે દિલાસો આપશો કે બેટા, કુચ્છ ફીકર નહિ. ભલે તને હાલમાં ફાયદો ન થાય પાછલથી તો થશેજ! અંતકરણના આ ધીરજ રૂપ અવાઝને જેઓ પ્રભુના વેણ તરીકે પિછાણે છે તેઓ શાંતિ દ્વારા સુખના માર્ગ પર પોતાના પગલાં ભરી શકે છે. જ્યારે વિરુદ્ધ વર્તનવાળો દુઃખમાં સપડાયછે અને આ રીતે પછી લોર્ડ લીટનના કહેવા મુજબ—

On this earth, men are often, without their own agency, fated to be dangerous to others.

"આ અવનિમાં માણસો વારંવાર પોતાની મરજી વગર બીજાઓને જોખમ ભર્યા થઇ પડવાની સરજત ધરાવેછે."

બીજાં લોકો ઈર્ષા અને દ્વેષને લીધે તમારી નિંદા કરે, તમારો દોષ કાઢે, કીંવા કોઇ પણ પ્રકારે તમને હાંની પહોંચાડવા તત્પર થાય, અને તે વેળા જો તમને ક્રોધ ઉત્પન્ન થાય તો તે વેળા પણ તમારે શાંતીનોજ ઉપયોગ કરવો જોઇએ. સોક્રેટીસ નામના ફીલસુફની બાયડી કજીયા ખોર હતી. એક દિવસે પોતાના ધણી ઉપરે ખરાબ પાણી માળ ઉપરથી રેડયું અને તે જોઇ બાપડો સોક્રેટીસ એટલુંજ શાંતીથી બોલી શકયો કે " અહો! આટલી બધી ગાજોની ગ્રજના છતે પછી વરસાદ વરસે એમાં નવાઇ શી?" એજ રીતે ગ્રીસનો આગેવાન વકતા ને રાજદ્વારી

નર પેરિકલીસના બાગમાં બન્યુ છે. તેની પાછલ એક નિંદક માણસ આખો દહાડો લાગ્યો હતો. જ્યારે રાત પડી ત્યારે પેરિકલીસેજ તેને લેમ્પ સાથે ઘરે મોકલી આપ્યો. હિંદુસ્તાનના પોર્ચુગીસ ગવર્નર આલમઇદા એકવાર દુશ્મન લશ્કરના મારાથી એટલો તો આજેજ થઇ ગયો હતો કે, બીજો કોઇ જો તેના સ્થળે હોત તો સુલેહ કરી દેત. તેના પગો ઉડી જવા છતાં બારકસના સઢ ઉપર તે ચઢયો અને પોતાને થતાં ભારે દુઃખનો કોઇ આગળ કિંચીત ઇસારો પણ ન કડતાં સઢ ઉપરથી પોતાની તરવાર ગુમાવીને તે પોતાના સાથીઓને લડવાને ઉશકેરતો રહયો સેવટે તેનો પ્રાણ ગયો ત્યારેજ સઢ ઉપરથી ગબડીને પટકાઇ પડયો. મરતી ઘડી લોહીનો ગોટ ગળી જઇ તે શાંથીતી એટલુંજ બોલી શકયો કે, ઓ ઇશ્વર? શુક્ર છે તારા કે તેં મને મોતની શાંત નીંદ્રામાં નાખ્યો. હવે મને કોણ એ મધુરી ઉંઘમાંથી જગાડી શકવાનું હતુ; તેં મને સ્વર્ગમાં નાખ્યો છે—નહી કે ગિરફતારમાં!" બુડાપેસ્ટની સુપ્રસિદ્ધ " નેશનલ કનઝવેટરી ઑફ મ્યુઝીક" નો પ્રમુખ કાઉન્ટ ગેઝા ઝિચી પ્રથમ બહુ નિર્ધન હતો. બહુ મુસીબતે તે પોતાનું આજીવિકા ચલાવતો હતો. અને તેટલાં કાંઇક અકસમાતથી તે પોતાનો જમણો હાઠ ગુમાવી બેઠો, છતે શાંતીથી બીજા હુન્નર તરીકે સંગીત શાસ્ત્ર શીખવા માંડયું. જે વિધાએ તેને લોક માનીતો અને ધનવાન બનાવ્યો. આ રીતે જેઓ પોતાને મદદ કરેછે તેઓને ખુદા મદદ કરેછે. (God helps those who help themselnes)તમારે ફકત આટલુંજ સ્મરણમાં રાખવું જોઇએ કે, " Biter bit " ની કહેતીનુસાર જે ખાડો ખોદેછે તેજ તેમાં પડે છે. બીજાં સાથે વિના કારણે ભુંડાશ કરનાર મનુષ્ય પોતેજ તેના ખરાબ પરીણામને ભોગવે છે. દુનીયામાં આજ તુલીક આમ બન્યું નથી કે, જેમને બીજાઓની સાથે ભુંડાશ કરી હોય, અને

તેને કોઇ પણ રીતે તેનો પુરેપુરો બદલો મલ્યો ન હોય ! જે મનુષ્ય આમ માને છે કે અમુકને નુકશાંન તો કર્યું છે અને તેથી હવે તેનાથી શું વળવાનું છે ? તેમાં તેની ભુલ છે. પ્રકૃતીમાં નાનામાં નાની વસ્તુ પણ નકામી નથી તેમ દરેક ચીજોનું જમા ખર્ચ ત્યાંય થાય છે. અને અંતકાળે સર્વેને તેની કરણી મુજબ ફળ મળે છે. જે મનુષ્યો શાંત સ્વભાવના હોય છે, તેઓ બુરાં સાથે બુરાઇ કરી વેર લેવાનું કામ પાપી ગણે છે. અને ભુલ ચુકે પણ પોતાનો એ નિયમ તોડતા નથી. તેમને કવચિત કોઇ સતાવે પણ તોએ શાંતિના બળે તેઓ મૌન ધારણ કરી પોતે જે કામ કરતા હોય છે તે આનંદિત રીતે કર્યાંજ જાય છે. અને પ્રસંગપાત્રે બુરાઇનો બદલો ભલાઇથીજ વાળી આપે છે. કેમકે તેઓ જીગરથી માને છે કે આજે જેની સાથ આપણે શતરૂ થઇશું તેનીજ સાથે આવતે ભવે આપણને સાથે રહેવું પડશે. "When were you born"માં લખે છે કે:—

Two shall be born the whole wide world apart,
And speak in different tongues, and take no thought,
Each of other's being, and no heed,
And these o'ar unknown seas to unknown lands,
Shall cross, escaping wreck defying death.
And all unconsciously shope every act,
And bond each wandering step in to this end.
That one day out of darkness they shall meet
And read life's meaning in each other's eyes.

યાને-"બે જીવો દુનીઆના તદ્દન જુદાં ભાગોમાં જન્મ પામે, અને જુદી જુદી ભાષાઓ બોલે, અને એકબીજાને તેમની હસ્તીનો ખ્યાલ પણ કે પરવાહ વટીક હોય નહિ અને આ જીવો અજાણ્યા દર્યાઓ પર થઇને અજાણ્યા મુલકો તરફ મુસાફરી કરે અને તેમાં મરણના જોખમમાંથી બચીને અંજાણપણે પોતાનાં સઘળાં કામો અને પોતાનાં કદમ એવી રીતે દોરવે છે કે આખરે એક દિવસે બેગાના પણાના અંધકારમાંથી બહાર આવીને તેઓ એકબીજાને મળવા પામે અને એક બીજાંની આંખોમાં જીદગીનો ભેરમ વાંચવા પામે છે."

આ રીતે મનુષ્ય, નાનાં નાનાં કાર્યોમાં પણ જ્યારે શાંતીનો ઉપયોગ કરવાનું શીખશે ત્યારે તે મોટાં કાર્યોમાં પણ શાંતી દાખવી શકશે અલબત, સ્થુળ દ્રષ્તીથી તમને ક્વચિંત દુષ્ટ અને નિચ મનુષ્યોની આ સંસારમાં ઉન્નતિ થતી જણાતી હશે, વળી જે લોકો અપરાધી, માયામાં વિંટલાયલા અને કુકર્મી હશે તેઓને ફાલ્યા ફુલ્યા તમો દેખતાં હશો પણ આવા ઢોંગી જીવનો મનુષ્યોને ખચ્ચીતજ ભુલ ખવાડનારા છે. જેઓ શાંતી રાખી શકે છે તેઓ આવા બનાવોની જરાએ દરકાર કર્યા વિના પોતાનું ઉત્તમ રીતે હિત કર્યાં જાય છે. અને બીજાં માણસો પોતા માટે શું કહે છે, તે સાંભળવા કે જોવાની દરકાર પણ રાખતા નથી. જે વેળા મનુષ્યને આટલીબધી શાંતી પ્રાપ્ત થાય છે જે શાંતી તેના એક અંગ રૂપેજ પાછળથી બની જાય છે અને શાંતીનોજ પ્રકાશ તેની માંહે રહે છે તે વેળા તે, મનુષ્યને પોતાના જીવનની સફળતા પ્રાપ્ત થાય છે. પરંતુ શાંતી કંઇ એવી વસ્તુ નથી, કે જે પોતાની મેળે પ્રાપ્ત થઇ જાય! તેને પ્રાપ્ત કરવા સારૂં તો અનેક સદ્ગુણોનો ભોગ આપવો પડે છે. ત્યાંસગી શાંતીના આશનપર બેસવાની કોશીષ મિથ્યાં છે. લોર્ડ બેકનનાં શબ્દો વાજબીજ છે કે—

Virtue is like precious odours, most fragrant when they are incensed or crushed for prosperity doth best discover vice but adversity doth best discover virtue,

"આપણા સદ્‌ગુણો વિપત્તિમાંજ પ્રકાશે છે તે અમુલ્ય સુગંધીઓ જેવા છે. જ્યારે તેમને સળગાવવામાં આવેછે યાતો કચરવામાં આવે છે ત્યારેજ તેઓ પોતા આસપાસ અતિ સુગંધ ફેલાવે છે."

જીવનનું તાત્પર્ય એવું નથી કે ગમે તેવી રીતે તેને વિતાવી દેવું. ખરૂં કહીએ તો જીવન એ એક ઘણીજ મહત્વની છે. વસ્તુનો તે સદુપયોગ કરવો એ જીવનનું મુખ્ય કર્તવ્ય છે જ્યારે મનુષ્યમાં શાંતીને પ્રવેશ થઇ જાય છે; ત્યારે તે દુનીઆંના ટંટા ફિસાદ અને ખટપટમાંથી મુક્ત થઇને પોતે પોતાનામાં મગ્ન થાય છે. તે પછી દુનીઆમાં થતી અનેક પ્રકારની ખટપટોમાંથી તેને જરાએ તેની ચિંગારી ઉડતી નથી. આથી વળી એમ પણ ન સમજવું કે તે પોતાના સ્વાર્થ યા સુખ ખાતર દુનીઆદારીથી અલગ રહયો છે, પરંતુ એવાં મનુષ્યો તો આખા વિશ્વના પ્રાણીઓના આનંદમાં પોતાનો આનંદ માને છે. તેની શાંતિ એ પરમ શાંતિ છે. પછી ભલેને સાધારણ લોકો તેમને ગમે તે કહે શરીરને લાડ લડાવવા અને મનને ખીલવવું એ બને કામ એક સાથે બની શકે નહી. શરીરને મોઝમઝાહમાં રાખવું અને વિચાર શકિતને સ્વચ્છ, શુધ્ધ અને મજબુત રાખવી. આપણું જીવન એક અંગ્રેજ લેખકના જણાવવા મુજબ "Plain living and high thinking" યાને ઉંચ વીચાર અને સાદુજીવનવાળી હોવી જોઇએ. આપણા જીવનને—આપણી પવિત્રતાને જ્ઞાનને અને સાગ ચરિત્રોને આપણી અંધારી કોટડીમાંથી જ્યાંતુલીક બહાર

કાઢીશું નહી ત્યાંસુધી આપણુને આપણાં ખરાં જીવનનું ભાન થશે નહિ. સુખ શાંતિમાં છે અને તે પવિત્ર મન દ્વારા મેળવી શકાય છે. મન પવિત્ર રાખવા જ્ઞાનની જરૂર છે. એ રીતે એકેક પછી એક પગથીઆં ચઢવાથી એક દિવસે તેઓ કહી શકશે કેઃ—

અમે ઘેલાં ભલે ઘેલાં-ઘેલામાં, ગુણ છે ન્યારો;
ડહાપણુમાં ખપ્યાં તો-ખરી ઘેલાઇ ન જાણી.
હમે મસ્તાંન યોગીના-ચડી પંથે થયા ઘેલા;
દુઃખી ખલ્કે રહયા ઠાલા-ખરી ઘેલાઇ ન જાણી.
હમે ઘેલા હરિ માટે-કીધા અલમસ્ત તે નાથે;
નિહાળી પુર્વની પ્રિતી-ખરી ઘેલાઇ જયાં જાણી.
હમે મસ્તાંન ઘેલાંની-ઘેલી વાતો ઘેલા જાણે;
મળ્યુ સુખ ના મને માન્યુ-ખરી ઘેલાઇ ન જાણી.
હજારો ઓલીઆ ઇચ્છે-રહયું જે તેજ ઘેલાઇમાં
હમે તે ભોગવ્યું આનંદે-ખરી ઘેલાઇ ન જાણી.

---

## પ્રકરણ ૩ જું.

### આનંદિત સ્વભાવ એ દુઃખનું ઓષધ છે.

Cheerfulness is the best of good company, for it adorns its wearer more than rubies and dimonds set in gold. It costs nothing and is yet invaluable, for it blesses the possessor and springs *up into abundant happiness into the bosom of* others Cheerfulness is the beauty of the mind and like personal beauty, it wins almost everything else Yet it never grows old, and there is nothing more beautiful than cheerfulness in an old face.

Samull Smiles.

એવું કહેવાય છે કે, મનુષ્યો જેટલાં પોતાની બુધ્ધિના બળથી તેટલાંજ પોતાના સ્વભાવથી આ અવનિમાં ફતેહ પામે છે. આ વાત ખરી હોય કે ખોટી મગર આટલું તો ચોકક્સ છે કે, માનવ જીદંગીનું સુખ દુઃખ તેનાં સ્વભાવ ઉપર આધાર રાખે છે. ફીલસુફ પ્લેટો કહે છે તે વાજબીજ છે કે બીજાંઓનું સુખ શોધતાં આપણુને આપણું સુખ મળે છે. દુઃખમાં સુખ મેળવવાનું સર્વો-તમ સાધન ફકત એકજ છે અને તે આનંદિત સ્વભાવ છે. મહાન ફીલસુફ સોક્રેટીસને કમભાગ્યે વઢકણી સ્ત્રી મળી હતી. તેણી સોક્રેટીસને હજારો ગાળો ભાંડતી અને સોક્રેટીસ તે હસી કાઢતો અને તે એટલા સુધી કે એક દિવસે ઘરની બહાર નિકળતાં માળ ઉપરથી તેણીએ એઠું પાણી દિલ ઉપર ઢોળ્યું. આ સઘળુ ખમી જઇ તે વેળા સોક્રેટીસ આટલુંજ ઉચારી શકયો કે, આટલી આટલી ગાળોની ગર્જના છતે પાછલથી વરસાદ વરસે એમાં નવાઇ શી? ધન્ય છે એની છાતીને કે જેઓ દુઃખમાં સુખ માની ગયા છે, પણ તે ફકત તેમની ધીરજ અને આનંદીત સ્વાભાવનેજ આભાર રૂપ હતું.

આવો સ્વભાવ ખચ્ચીતજ સામાને અદેખાઇ કરવા માટે પુરતો છે. ગમે એવાં દુઃખો તે રડીને કીંવા શોકાતુર લાગણીથી દુર કરવા બદલ, માર્ગમાં પુષ્પો વિણતાં જે કાંઇ કાંકરા નડે છે તે, તેઓ ખુશી સાથ સહેવી લે છે. કેમકે તેઓ માને છે કે, જેમ વાંદળાં સુર્યને ક્ષણિક પળ ઢાંકી દે છે, અને જેમ ઘી પ્રથમ તળે જઇ ઉપર જળ તરી આવે છે પણ પાછલથી તેમનીજ જય થાય છે તેજનુસાર પળવારમાં દુઃખના સિંહા વાંદળાંઓ વિખેરાઇ જશે. અને સુખની રોશનીનો પ્રકાશ તેમને જણાશે. આ ઉપરથી જેમ ખુશ સ્વાભાવ જીદંગી ભોગવવાનું એક મોટુ હથીયાર છે તેમ તે વળી મનુષ્યની ચાલ ચલણનો પણ એક કોટ છે. તે વળી ભલાઇ અને સદ્દગુણો ખીલવવાની

ફળદરૂપ જમીન છે. અને ડૉ. મારશલ તો એટલા સુધી કહેછે કે, ખુશ મિજાજ એ દુઃખદર્દ નાશ કરવાનું ઔષધ અને કોરડીયલ છે. યાહુદીઓના પેગામ્બર સોલોમનના જણાવ્યા મુજબ ખુશાલ ભરેલું જીગર ઔષધના જેવો ગુણ કરેછે. આ ઉપરથી નસીબને શ્રાપ આપનારા મનુષ્યો જોઇ શકશે કે, તેઓ માનેછે એમ નસીબ કાંઇ બઝારમાં વેચાતાં મળતાં નથી. અરેબીક ભાષામાં એક સ્થળે લખ્યુ છે કે—'

જેહાંન બગસ્તમો દર્દી બહિચ શહેરો ધ્યાર;
નદીદેઅમ કે ફરૂશંદ બખ્ત દર બાઝાર.

અને જો કબીરજીના શબ્દોમાં કહીએ તો—

અન હોની હોય નહિ, હોની હોય સો હોય;
રામચંદજી બનકુ ગયે, સુખ અછત દુઃખ હોય.
એ મન ભાયગ ભુલમત, જો આયા મન ભાગ.
સો તેરા ટલતા નહિ, નિશ્ચય સંશય ત્યાગ.
આ તાલ જા, પાતાલ જા, કે ક્રોડ જા બ્રહાન્ડ;
કહે કબીરા ના મીટે, દેહ ધરેકા દંડ,
લીખા મીટે નહિ નસીબકા, ગુરૂ કર ભજ હરીનામ,
સીધે માર્ગ ચલ સદા, દયા ધરમ વિશ્રાંમ.

ઇગ્લાંડના પ્રધાનો લોર્ડ પામર્સ્ટન અને બીકન્સ ફીલ્ડે પોતાની આખી જીદંગી સખત કામમાં કાઢેલી આપણે જાણીએ છીએ. આ શાથી? આમ રહેવાનું મુખ્ય કારણ તેમનો હમેશનો રમુજી સ્વભાવનેજ આભારી હતું. તેઓ આ મહાન ગુણને લીધે સુખ દુઃખમાં સદાય સંતોષીજ રહેતા. આવા માહાન માણસોએ સહનશીળતા દાખવવાની ટેવ પાડેલી હોય છે. તે સાથ વળી કદિએ જલદી ચિરડાઇ નહિ જવા અને ખામોશીથી સહન કરવા તેમજ પોતાના માટે સખત બોલવાનો પણ સામા

પ્રતિ ગુસ્સો ન કરતાં તે વાતો સંપુર્ણ સાંભળવાંને તેઓએ પોતાની ઇદ્રિઓને સંપુર્ણ કેળવી હતી. એક દિવસે એક બાઇ ભાપણમાં સમજી આવી કે ક્રોધ કરવો એ ઘેલાપણું છે. માટે, તેનો ત્યાગ કરવો બાઇના મનમાં બસ પછી આમજ આવ્યું કે, શું, ત્યારે હું ઘેલી, ઘેલી ખરી. માટે આજથીજ મારે ક્રોધ નહોતો કરવો જોઇએ. આમ દ્રઢ સંકલ્પ કરી તેણી ઘરમાં પ્રવેશ થઇ પ્રવેશ કરતાંજ એક નોકરે ભારે કીમતનું સેમ્ય હાડમાંથી છટકાવી મુકયું. અને તે જોઇ બાઇ ક્રોધ વગર બોલી: ના ધ્રુજના. એના આયુષ્ય ટુંકા થયા હશે અને એ પડી ગયુ હશે એમાં તારો દોષ થોડોજ છે! આવા માનવીઓ માટે જો આપણે સત્યમત ઉચાર્યે તો તે ફકત નીચલી કવેતમાંજ સમાઇ જતો હતો કે:—

Come, cheer np, my lads it is to glory we steer,
To add something more to this wonderful yeor
To honour we call you, not press you like slaves,
For who are so free as the sons of the waves?
Heart of oak are our ships, heart of oak are our men,
We'll fight and we'll conquer, again and again
We ne'er see our foes but we wish them to stay,
They never see us but they wish us away.
If they run why we follow and run shem ashore,
For if they won't fight us, we cnnot do more
Heart of oak our ships heart of oak are our men
We'll fight aad we'll conquer again and again

જ્યોતિશ શાસ્ત્ર મુજબ સાત ગ્રહો કહેવાય છે. જેઓ અનુક્રમે: સોમ, મોમ, બુધ, ગુરૂ અને ભરેસપત, શુક્ર, અને સની નામે ઓળખાય છે. આ સાતે ગ્રહોમાં એક દિન પંચાતી થઇ. એક કહે હું મોટો અને બીજો કહે હું મોટો! તેટલાં સોમના

ગ્રહે સુચના કરી કે આપણે સાતે જણે આપણા રાજા આગળ ન્યાય માટે જઇએ, તેઓ ત્યાંના રાજા આગળ ગયા. પણ આ સાત બળવાન ગ્રહોનો ઇન્સાફ કરવાનુ તે રાજાએ પોતા માટે ડહાપણનો માર્ગ ન જોયો અને તેણે સલાહ આપી કે, તમારે સાતે જણે વિક્રમ રાજા આગળ જવું. તે તમને ન્યાય આપશે. સાતે ગ્રહો વિક્રમ આગળ ગયા અને પોતાનો મુકદમો તેને કહી સમજાવ્યો, આ નવિન તકરાર માટે વિક્રમ પણ વિસમ્ય પામ્યો અને તુરત વેળા તો મુકાદમો મુલતવી રાખ્યો. ને એક પખવાડીઆ પછી આવવા બધાંને :જણાવ્યું. તેમના જવા કેડે રાજાને વિચારમાં લિન થએલો જોઇ પ્રધાને પુછ્યુ "કેમ જેહાંપનાહ આજ આપ ઉદાસ છો?" વિક્રમે ઉ-તર આપ્યો કે "મારે માથે એક નવિન પિડા આવી પડી છે. ગ્રહો મારી કને ન્યાય માગે છે. તે કેમ આપી શકાય? એથી તો કજીઓ વધારે થવાનો સંભવ છે." વજીર સ્યાંણો અને બાહોશ હતો. તેણે એના ઉપર ખુબ મનન કીધુ અને પછી બોલ્યો "માહારાજ, તમો આમ કરો કે, એક અંધારા ઓરડામાં સાત ખુરસીઓ ગોઠવો અને તેમાં દરેક ગ્રહને અકેક પછી મોકલી આપવા અને તેઓ પછી જે જે ખુરસી પર બેસે તે મુજબ તેમની ચઢ ઉતર પદવી સમજાવવી" વિક્રમને પણ આ યુકિત ઠીક લાગી. બાદ પખવાડીઆં પછી જયારે ગ્રહો ચુકાદા માટે આવ્યા ત્યારે રાજાએ ઉપલી યુકિત મુજબ એક અંધારા ઓરડામાં અકેક પછી બધાને અંદર પ્રવેશ કર્યાં સવથી પહેલ્લો સોમનો ગ્રહ માંહે પેઠો અને પહેલ્લી ખુરશી ઉપર બેઠો તેની પાસે મંગળ આમ બધા અકેક પછી પાસે પાસે બેઠા. અને છેલ્લે રહયો સનીનો ગ્રહ (!) એને બહુ ખોટુ લાગ્યુ કે શું ત્યારે હું નાનો કે, મને છેલ્લું આશાંન આપ્યુ? વારૂ ઠીક છે. પછી જોઇ લઇશ કરી ક્રોધમાંજ તે ચાલ્યો ગયો. હવે કમનસીબે

એવું થયું કે બીજે દિવસથીજ વિક્રમની સનીની દશા શરૂ થનાર હતી. એટલે સનીના ગ્રહને તો વાહજવાદ જેવું થઇ પડયુ સનીની દશા શરૂ થયા કેડે ત્રીજે દિવસે વિક્રમ શિકારગાહે નિકળયો એક હરણ પાછળ તે પડયો પણ કેમે કરી હરણ તેને હાડ ન આવ્યુ અને ઠેકડા મારતુ મારતુ બસ આઘેજ જતુ ગયુ વિક્રમે પણ તેની પુઠે દોડવાનું ચાલુજ રાખ્યુ પરિણામમાં હરણી તો કોણ જાણે કયાંય ગુમ થઇ ગયું અને રાજા એક પરમુલકમાં આવી ચઢયો. વિક્રમ શિકારમાં એટલો લિન થઇ ગએલો હતો કે પોતે પોતાનુ ખરૂ સ્વરૂપ રાજા તરીકેનું તદ્દનજ ભુલી ગયો હતો. ભુખ્યો ને તરસ્યો વિક્રમ એક દુકાન ઉપર આવી બેઠો દુકાનદારે તેને ભલતો માણસ સમજી પોતાની દુકાને તેને નોકરી કરવા રાખવા વિનવ્યુ કેમકે વિક્રમના ગુપ્ત તેજથી તેને ત્યાં એટલી કમાંણી થવા માડી કે પેલો દુકાનદાર એને છોડવા માંગે નહિ વિક્રમે ખાવા બદલ તેને ત્યાં નોકરી કરવાનું કબુલ રાખ્યુ. હવે એક દિવસે એવું બન્યું કે, રાજાની કુંવરીનો હાર ગુમ થઇ ગયો અને તેનું તોહમત વિના કારણે વિક્રમ પર મેલાયુ; કે તે, જ્યારે હાર લેવામાં આવ્યો હતો ત્યારે પાસેજ હતો. અને ચુકાદો વિક્રમની વિરૂધ ગએલો હોઇ તેને ફાંસીની સજા થઇ. ફાંસીગરો વિક્રમને એક જંગલમાં લઇ ગયા પણ કંઇ રસ્તામાં તેને એવોજ વિચાર થયો કે મારે શા કાજ આમ નિર્દોષને ઠાર કરવો જોઇએ, રાજા કરતાં તો વધારે દોષીત એમાં હુંજ ઠરૂં ! આમ વિચારી વિક્રમને જીવથી લેવાનો વિચાર માંડી વાળી તેના બે હાઠ કાપી નાખ્યા અને રસીથી એવો તો બાંધ્યો કે તેનાથી તો છુટાયજ નહિ બાદ એક સાંજે કોઇ રાહદારી ત્યાંથી પસાર થતાં એના ઉપર નજર પડી આ રાહદારી તેલ બનાવનાર હતો. તેણે વિક્રમને કોઇ નિર્ધન માની પોતાને ત્યાં ઘાંની ઉપર રાખ્યો, બે હાઠ વિના જેમ તેમ પોતાની

આ ફરજ બજાવી વિક્રમનું ખોરેહ એટલું બધુ તેજસ્વી હતુ કે તેલવાળાને રાત્રે દિવા મુકવો પણ નહી પડતો. આ ખબર ગામમાં વિજળી વેગે પ્રસરી રહેતાં કોઇક મુલ્કના રાજાની કુવરી તેનાં ઉપર મોહી પડી. છોડીનો બાપ તેને સમજાવે કે, એ તેલ વાળો છે અને તું રાજકુવરી છે પણ તેણીએ માન્યુ નહિ એટલે તેણીનાં બાપે નારાજીથી લગ્ન કર્યાં એજ સમયે તેની સાડાત્રણ વર્ષની સનીની દશા ઉતરી ગઇ અને ત્યારેજ વિક્રમ અને બધા જાણી શકયા કે આ તેલવાળો કોઇજ નહિ પણ મહાન પ્રતાપી વિક્રમ હતો. આ અપવાદ સતોષ અને આનંદથી દુઃખો દુર થઇ શકશે એ શું નથી સમજી શકાતુ;

મહાન હઝરત જરથુસ અને વિક્રમ જેવા બીજા મહાન મનુષ્યોના ચરિત્ર ઉપરથી આપણુને જે શીખવાનું મળે છે તે આજ કે, નામચીન ફીલસુફ બેકન અને જાણીતો ચિતારો એનજલ અને કુવિવરમાં વોલ્ટર તેમજ મીલ્ટન જેવાઓની જીંદગી પણ દુઃખી હતી તો પછી આપણાં જેવાં મગત્રાં મિસાલના શી ભાર ? આવા સમયે Laugh and grow fat યાને હસીને બફેણાંની બરણી થવા સિવાય બીજો કશો માર્ગજ નથી. કવિ મીલ્ટનને હજારો હાંદેશાઓમાંથી પસાર થવું પડયું હતું. છતાં તેણે પોતાનું 'કોમીક' છોડયું નહોતું. છેવટની જીંદગીમાં મીલ્ટનને અંધાપો આવ્યો હતો. તેને તેના મિત્રો છોડી ચાલ્યા ગયા હતા. તેને ભુખે ઠોકાવું પડયું હતું, છતાં તેના મનમાં જે આશા હતી તે આજ કે, ગરમીમાં ભલેને વૃક્ષો કરમાઇ જાય, પણ ચોમાસામાં તો તેઓ પાછાં ખીલશેજ ! તો શું હું ઇનશાંન ભોંય પડેલો પાછો ઉઠીશ નહિ ? અને ખરે-ખર મીલટનનો તે પછી સુખી સમય પણ આવ્યો હતો. સર વોલ્ટર સ્કોટનો સ્વભાવ આનંદિ અને માયાળુ હતો. અને તેથી લોકો તેને ઘણાં ચાહતાં હતાં આટલો બધો માયાળુ બનવાનું

બાલ્યાવસ્થામાં તેને એક બનેલા બનાવે શીખવ્યું હતું. એક કુત્રાને પોતાની આગળ આવતાં જોઇ તેણે એક મોટો પત્થર ફેંક્યો. પરિણામે કુત્રો લંગડો બન્યો. એમ છતાંએ તે લંગડાતો, લંગડાતો વોલ્ટર આગળ આવી તેના પગો ખુશીથી ચાટવા માંડયાં. અને તે જોઇ વોલ્ટરને પોતા ઉપર ખુબ ક્રોધ આવ્યો અને પોતે કરેલાં કુકૃત્ય માટે પાછળથી પસતાવા લાગ્યો. તેણે પોતાના પુસ્તકમાં એક સ્થળે લખ્યું છે કે :--આવી જાતના એક બાલ્યાવસ્થામાં બનેલા બનાવ ઉપર જો બરાબર રીતે વિચાર કરવામાં આવે તો એક માણસની આખી જીંદગીમાં તેની ચાલચલણ ઉપર મોટી અસર કરનાર તે થઇ પડે !" શાહ અકબરને શીખામણ આપતાં અબુલફ્ઝલે પણ એવીજ મતલબનું કહ્યું છે કે:--

મ બાશ દર પયે આઝાર હરચે ખાહિ કુન;
કે દર શરીઅતે મા ગયર અઝ ઇન ગોનાહી નીસ્ત.
દેલ બે દસ્ત આવર કે હજ્જે અકબર અસ્ત;
અઝ હઝારા કઅબે યક દેલ ખુશતર અસ્ત.

ધીરજ અને ખુશાલીથી ખામોશી કેટલી હદ સુધી રાખી શકાય છે તેનો અસરકારક દાખલો સર આઇઝેક ન્યુટન પુરો પાડેછે. પોતાના કીંમતી દસ્તાવેજો તેના માનીતા ડાયમંડ નામના કુત્રાએ મીણબતી ઉંધી વાળી બાળી નાંખ્યાં. અને તે જોઇ આઇઝેક ક્રોધમાન થવા બદલ એટલુંજ બોલી શક્યો. 'અરે ડાયમંડ તને થોડી ખબર છે કે તેં આય નુકશાન કર્યુ છે,' પ્રો. એબોઝીટના ધીરજ અને ખામોશી પણ એજ પ્રકારની હતી. હવાના ફેરફારને લગતા કાયદાઓ નક્કી કરવાની મતલબથી તે બેરો મીટરનો અભ્યાસ કરતો હતો અને સત્તાવીશ વર્ષની તેની અગત્યની નોટ જે તેણે પોતાની ટેબલ ઉપરજ મેલી છાંડી

હતી તેને એક દિવસે ચાકરડીએ કચરામાં કાઢી નાખી. એ સમયે એઓઝીટને કેવું થયું હશે એ લખવા કરતાં વિચારવું સહેલ છે. એક સમયે ડો૦ એની બીઝાંટ જાહેર તખ્તા ઉપર લેકચર આપતાં હતાં તેટલાં કટાક્ષમાંથી થોડાંક માણસોએ તેમને શેમ શેમ બેસી જાવ, ના શબ્દોથી અપમાન કર્યું હતું, અને તે વેળા ડો૦ બીઝાંટ આટલુંજ બોલ્યાં કેઃ ? શેમ, શેમ ! પણ શેમ કોણને તમને કે મને, મારા કરતાં તમને વધારેજ !" કહી તેવણ બેસી ગયાં.

બંધુઓ ! દુનીઆ દુઃખથી કાંઇ ખાલી નથી. તો વિલાપ કરવામાં લાભ શો; સંસારમાં કર્મના બંધ નથી. આવી પડતાં દુઃખસુખ સમર્થ આનંહિત રહેવું એ, આ અને પેલી અવનિના સુખના દ્વાર રૂપ છે. માટે હે સજ્જનો, કેવળ દુઃખથી કાએર ન બનતાં તેને સેહવી લેતાં તમો શીખજો. જીંદગીની પ્રત્યેક સ્થિતી સુખ મેળવવાના તેમજ સંતોષમાં રહેવાના અનેક સાંધનો અને ઉપાયો છે, તેમાં હસમુખો અને આનંદી સ્વભાવ ઉંચ દરજ્જો ભોગવે છે, એવા સ્વભાવની સાથે કનક અને કિતીંનો પણ મુકાબલો થઇ શકતો નથી. સુખનાં બીજાં સાંધનો કાઇ કોઇ વાર અણધાર્યા અને ઓચિંતા અદ્રશ્ય થઇ જાય છે. પણ સારા સ્વભાવનું સુખ આનંદ કદી પણ ગુમ થઇ શકતાં નથી. આ સૃષ્ટિમાં કેટલાંક પ્રકારનાં સુખ પુષ્કળ પૈસો ખર્ચવાથી પણ પ્રાપ્ત થતાં નથી, તે સુખ ખુશ મિજાજથી મળે છે. ઉદાસ અને બેચેન લક્ષાપતિ કરતાં આનંદી ભિખારી પોતાના મનથી વધારે સુખી હોય છે. આનંદી સ્વાભાવના માણસો સંતોષી, સહનશીળ, માયાળુ અને મિલનસર હોય છે. તેઓ ઉજવળ બાજુ પ્રતિ વધારે લક્ષ આપેછે અને સુખ દુઃખની ચિંતા કરતો નથી આનંદિ સ્વભાવવાળાના મનથી બધું આનંદજ જગત માંહે દિસેછે. દુનીઆંની જંજાલો તેમના અંતકરણને કાય-

મની અસર કરી શકતી નથી. કેમકે તેઓ પોતાના મનને કાબુમાં રાખી, તેમજ મગજની શાંતીનું સમતોલપણું રાખી એવી જંજાલોને હસવામાં કાઢી નાંખતાં હોઇ ચિંતાથી તેઓ બીજાં પેઠે ધુમતાં નથી. જેટલા જેટલા મહાન માણસો થઇ ગયા છે તે સર્વેએ અનેક દુ:ખો અને આપત્તિઓ સહન કર્યા છે. આપત્તિથી બીવું એ કાએરનું કામ છે. પ્રત્યેક મનુષ્યે જાણવું જોઇએ કે મારામાં એક ઘણોજ ભારે ખજાનો છે-ખજાનો નહિ પણ એક મોટી ખાંણ છે કે જેમાં મોટાં મોટાં અમુલ્ય મોતીઓ ભર્યા છે. આ ખાણ સારા સદ્‌ગુણોની છે. જેને પછી બાહાર ખોદી કાઢવાનીજ વાર છે.

એક ગરિબ ખેડુત દુ:ખથી બહુ કાએર બની નાના બાળક પ્રેઠે રોવા લાગ્યો. એટલામાં સાંમી ભણીથી કોઇ સાધુ જેવો તેની આગળથી પસાર થઇ ગયો. અને એ ખેડુતને રોતાં જોઇ તેની આગળ ગયો. ખેડુતે ગળગળતા અવાજે પોતાની કહાંણી સાંધુને કહી સમજાવી. અને સેવટે ઉમેર્યુ "કહો મહારાજ! જગતમાં હવે મારા જેવો બીજો કોઇ દુ:ખી છે ખરો?" ખેડુતની વાત સાંભળી સાંધુ મનમાંને મનમાં વિચારવા લાગ્યો કે, એ બિચારો અજાન છે એટલે કાંઇ ફીલસુફી સમજે એમ મને લાગતુ નથી, અને તેથી કોઇ જીવતા બનાવ બતાવી તેને સંતોષ આપવાની તેણે યુક્તિ રચી. તેણે ખેડુતને કહયું "ભલા બંધુ! જગતમાં 'સુખી કોણ છે કે તું તારી ફરીયાદ કરે છે? જો, જગતમાં બધી ચીજો દુ:ખી છે." ખેડુત કહે. "અરે મહારાજ! આપ પણ શું કહોછો? હું બધાંને સુખી જોઉછું ફક્ત હુંજ અભાગ્યો છું" સાધુએ કહયું "ઠીક-ચાલ હું તને બતાઉ" એમ કહી જંગલના એક વિશાળ વૃક્ષ આગળ તેને લઇ ગયા અને પછી વૃક્ષને પુછ્યુ. તું હરેક રીતે સુખી છે ખરું કે?" વૃક્ષ

કહે "અરે માનવો! મારાં દુ:ખની તમને શી વાત કરૂ ? તમોને તો કોઇથી રાખતાં હશે પણ હું તો આય વનમાં એકલું ઉધરૂંછું–મને કોઇ પાંણી નામતું નથી અને ભુખુ જીંદગી ગાળુછું. એમ છતાં તમોજ માણસો કુહાડાથી મારા ઉપર ધા કરો છે–મારાં જીવન રૂપ પાંદડાં અને ડાંખલીઓ તોડી નાખો છે. અરે શું કહું, વધુ દુ:ખ મને પુછશો મા" એ પછી તેઓ બંન્ને ભુમી આગળ વાંકા વળ્યા અને તે દુ:ખી છે કે કેમ તે પુછવા લાગ્યા. દુ:ખથી રોઈ પડી જમીન બોલી મારૂ દુ:ખ અગાધ છે. હું કેટલી પવિત્ર અને સુખી આગળ હતી, પણ આ કળજુગના જમાનામાં માણસો મને દુ:ખ દેવા લાગાં છે. મારા ઉપર ગમે એમ એઠવાડ કરે છે. હુકેછે અને બીજા અનેક સાંધનોથી મારા ઉપર ગંડવાડ કરે છે, મને ખોદી કાઢે છે. છતાં મુંગી આ બધો તમો ઇનશાંન જાતીનો સીતમ સહન કરૂંછું." તેઓ આગળ ચાલ્યા. અને બળવાન તેજસ્વી સુર્ય નારાયણને તેની ખેરઆફ્યત પુછી. સુર્ય નારાયણ કહે હે. માનવો ! તમો માનવો! મને આટલા બધા માન આપોછો છતાં મારા પર દુ:ખના ઢગલાઓ કંઇ ઓછા નથી. તમો જાણતાજ હશો કે વાંદળાંઓ વારંવાર મારા પર ચઢાઇ લઇ આવે છે. અને વળી કોઇવાર તો ચંદ્ર મારા પર ઘેરો લઈ આંવતાં ઘણાંક કલાકો સુધી મને છુપાઇ રહેવું પડે છે. પણ ક્ષમા અને ધૈયતાથી હું શાંત પડયો રહુંછું. આટલી તપાસ પછી ખેડુત કંટાલી ગયો અને કહ્યું બસ મહારાજ! જગતને હું હવે પિછાંની ચુકયો છું. આવી મહાન ચીજો દુ:ખી છે તો પછી મારી શી દશા," ત્યારે સાધુ એ તેને સમજાવ્યો કે, મનુષ્યો જ્યારે દુ:ખથી કાએર થયાં ત્યારે એક સુંદર પક્ષી થઇ તેમની આગળ ઉડવા લાગ્યું અને તે જોઇ બધાંએ પુછયું. કે હે, પંખીડાં ? તારૂં નામ શો ? તે પક્ષી બોલ્યુ 'મારૂં નામ 'આશા'

છે. અને મારો સ્વભાવ આનંદિ છે. દુઃખ પ્રસંગે તમને જો મારી જરૂર હશે તો જરૂર તમારે પડખે રહીશ. દુઃખમાં તમો નિત્ય મારો આસરો લેશો તો મારા પ્રકાશથી તમને લાભ થશે. આમ વાત ચાલતી હતી તેટલાં એક બીજુ સુંદર પક્ષી ત્યાં ઉડી આવ્યું અને તે જોઇ બધાં બોલી ઉઠયાં " આપનું નામ શું છે? તે પક્ષી આનંદથી બોલ્યું. મનુષ્યો! મારૂં નામ સંતોષ છે. અને ' આશા' મારી બ્હેન, છે જો તમો તમારા વ્યવહારમાં હમને પંપાલશો તો તમો સુખી થશો એમ કહી તે બંન્ને પંખીડાં ઉડીને ચાલ્યાં ગયાં. ખચ્ચીતજ આ નવિન ખુલાસાથી ખેડુત રાજી થઇ પોતાને ઘરે ગયો. અને પોતે જે સ્થિતિમાં હતો તેમાંજ રહેવામાં પોતાનું સુખ જોયું. ખરેખર! ડાહયા મનુષ્યો તો એમજ કહે છે કેઃ—

Come then O Poverty ! for what is there in thee dreadtue to the wise ? Temperance, health and frugality walk in thy train Cheertueness and liberty are ever thy compainions shall and be asbamed of thee whom lincinuatus was not ashmed ?

"આવ, ઓ ગરીબાઇ! તું બેશક આવ. કારણ તારામાં એવું શું છે કે, એક ડાહયો માણસ પણ ડઘાઇ જાય? મિતાહારપણું, તંદુરસ્તી અને યોગ્ય કરકસર તારી સ્વારીમાં સામેલ છે. ખુશમિજાજી અને છુટાપણાંના ઉંચા ગુણો તારા સદાના સોબતીઓ છે. સિન્સીન્યુએટસ જેવો ભણેલો વિદ્વાન તારાથી લજવાયો નહી તો સાધારણ માણસે તારાથી શા કાજ ડરવું જોઇએ?"

* પોતાનામાં શકિત છતે કોઇનો અપરાધ જતો કરવો એ

---

* અત્રેથી શરૂ થતો સંવાદ રૂપી ભાગ ગુર્જર સાહિત્યના લોકપ્રિય સાક્ષર રા. રા. રણછોડભાઇ ઉદયરામના એક પુસ્તક "પાદશાહી રાજનિતી"માંથી લેવામાં આવ્યો છે.

ક્ષમા કહેવાય છે. આ ગુણ બીજા બધા ગુણોમાં શ્રેષ્ટ છે. ઇશ્વરી આજ્ઞા છે કે, જે કોઇએ તમારો વાંક કર્યો હોય તેને ક્ષમા કરવાની ટેવ પાડો. આ ઉપરથીજ હઝરત પેગામ્બર સાહેબ મહંમદે જ્યારે મક્કા જીતી લીધું ત્યારે કુરેશના જે જે સરદારોએ તેમને ઘણાં દુ:ખ દીધાં હતાં અને તેથી જે ઘણું ભય પામી ગયા હતા કે, હમંને હવે કોણ જાણે કેવી શિક્ષા કરશે ! તેમને છોડી મુકયા. અને તેમનાં વાંક ક્ષમા કરી દીધા તે સાથે વળી વિશેષમાં શીખામણ રૂપે કહયું કે જેઓએ અમારી સાથે ભુંડાઇ કરી તેઓની સાથે અમેં ભલાઇ વિના બીજું કાંઇ કરવાના નથી. તેમજ ખોટું બાંહણું કાઢવાની ટેવ નહિ રાખીને માત્ર લોકોનું ભલું કરવું.

નિતી જાણનારા કહી ગયા છે કે:--

મોટા વાંક ઘણો કદી, તોપણ તેને ક્ષમે ક્ષમાવાળો;
તેની વડાઇ તેથી અતિશય મોટી ખરેખરી ભાળો.

કહે છે કે અરબસ્તાંનના પાદશાહના કુંટુબીઓને કતલ કરીને એક અપરાધી તે પાદશાહની હજુરમાં પોતાની મેળે આવી રજુ થયો તેને પાદસાહે કહયું કે આવું તારૂં બેધડકપણું જોઇને મને આશ્રર્ય લાગેછે કારણ, મારા કુંટુંબ અને મારી બાબદમાં તેં ઘણો મોટો અપરાધ કર્યો છે. છતાં તું મારી શિક્ષાથી નડરતાં નભ઼ય થઇને ચાલ્યો આવ્યો. અપરાધીએ ઉત્તર આપ્યો કે, હું આ પ્રમાણે આપની હજુરમાં ચાલી આવ્યો અને શિક્ષાનો ડર ન રાખ્યો તેનું કારણ એ છે કે મારો અપરાધ મોટો છે, તોપણ આપનામાં ક્ષમા કરવાનો ગુણ છે. તે તેનાં કરતાં પણ મોટો છે. આ તેનું બોલવું પાદશાહને પસંદ પડ્યું અને તેનો વાંક ક્ષમા કરીને તેનાં ઉપર કૃપા કરી. આવો પ્રસંગ જોઇને એક હજુરીએ કહયું કે આવા શતરને શિક્ષા કરવાનો લાગ મળ્યો છતાં, આપે તેના ઠગાઇ ભરેલા બોલવાથી ઠગાઇ જઇને

બદલો કેમ ન લીધો? પાદસાહ કહે કે, ના તેમ નથી. મેં મારા મનમાં એમ વિચાર્યું કે જો હું બદલો લઉં તો મારૂં મન ખુશી થાય અને સંતોષ પામે પણ હું જો ક્ષમા કરૂં તો તેનું મન ખુશી થવા ઉપરાંત ઇશ્વરનું પણ થાય, એટલે મને કીરતી મળે અને પર લોકનું પુણ્ય પ્રાપ્ત થાય.

ક્ષમા આપતાં વાંકની રસ મનમાં રેલાય;
શિક્ષા કરતાં થાય રસ તે તેવો ન ગણાય.

બગદાદના પાદશાહ મામુન ખલીફાનું કહેવું એવું છે કે, કોઇ મને પુછે કે સ્વાદ શાંમાં છે, તો હું તેને એવો જવાબ આપુ કે ક્ષમા કરવામાં! અને તે એમ પુછે કે, પ્રસન્નતા શાંમાં છે, તો હું તેને એમ કહું કે, કોઇના અપરાધની ક્ષમા કરવામાં! વળી તે મને એમ પુછે કે તમારી ખુબી શાંમા છે, તો તેને હું એમ કહું કે, અપરાધ કરનાર કાલાવાળા કરે તેને અમે જતો મુકીએ તેમાંજ! સીકંદરે આરિસ્ટોટલ નામના એક વિદ્વાનને પુછ્યું કે ફલાણાં અપરાધી વિષે આપ શો અભીપ્રાય ધરાવોછો? તેણે ઉત્તર આપ્યો કે, અય માલેક! જો અપરાધ કરનારા જગતમાં હોત નહિ તો ક્ષમા કરવાનો સર્વોત્તિમ ગુણ પ્રસિદ્ધિમાં શી રીતે આવત, ક્ષમારૂપી આરસીમાં અપરાધી પોતાના અપરાધની છાયા બતાવેછે. ત્યારે ક્ષમાનું પ્રતિબિંબ તેમાં પ્રગટ થાયછે. માટે એ પ્રમાણે વર્તો કે:—

અપરાધ છે અરીસો ક્ષમા, દયા બે નિહાળવાજ ખરે;
માટે અપરાધી પર કટાક્ષ ધિક્કારની કરો ન અરે.

એક પાદશાહ પોતાના શતરૂ ઉપર જય પામ્યો, તેને શિક્ષા કરવા માટે તેની હજુરમાં લાવ્યા, એટલે પાદશાહે તેને પુછ્યું હમણાં તું કેવી સ્થિતિમાં છે? અને હવે તારાથી શું બની શકે એમ છે. જે તારે કહેવાનું હોય તે નિવેદન કર. તેણે ઉત્તર

આપ્યો કે, પરમેશ્વર ક્ષમાની સાથે પ્રિયતા રાખેછે. અને આપ જયની સાથે પ્રિયતા રાખો છો તો પરમેશ્વરે આપની પ્રિયતાની વસ્તુ જે જય તે આપને આપ્યો, તો આપ પરમેશ્વરની પ્રિયતાની વસ્તુ જે ક્ષમા તે પરમેશ્વર પ્રીત્યર્થે મને આપો. પાદશાહને આ વચનો અસરકારક લાગ્યાં અને તેને છોડી મુક્યો. માટે આ જગતમાંના રાજકર્તાએ રૂને રઇયતે અપરાધીના અપરાધોનો બદલો લેવાનો છોડી દઇ મનમાંથી તેનાં પ્રતિનો દ્વેષ કાઢી નાખવો.

આ જગ થયું નિર્માણ—ત્યારથી આજ લગીના કાલમાં,
સ્વાધીન જે જન ઘણી—તણાને ગરીબ ભુંડા હાલમાં.
અપરાધ જે કાંઇ તેમણે જાણે—અંજાણે જે કર્યા;
ડાહ્યા ક્ષમા કરતા ગયા—અપરાધ અંતર નવ ધાર્યા.

કોઇ એક રાજાએ પોતાના એક વિશ્વાસુ માણસને એકાદ કામ માટે મોકલ્યો. પણ તે કામ રાજાને ન સુચે તેવું થઇ ગયું. રાજાએ તેને ઉંચા કર કરીને કેદમાં નાખવાની આજ્ઞા કરી પોતાની પાસે બોલાવ્યો. અને ખુબ ધમકાવ્યો. તેણે કહ્યું, અહો મહારાજ! આવતી કાલે સર્વે જગતોના રાજાઓ આગળ જે આપનાં કૃત્યની પુછપરછ થશે અને કદાપિ આપને તેનો ઉત્તર દેવો પડશે તો આપ કંઇ વસ્તુને સહાય લેખે ઓથે રાખશો? રાજા કહે વળી કોણની ઓઠ રાખે! પ્રભુની ક્ષમાની હું ઓથ રાખીશ. આ સાંભળીને તે બોલ્યો. હું જ્યારે આપની કને ક્ષમાની ઓઠ માગું છું ત્યારે આપે પણ મને આપવી જોઇએ. કારણ કે પરમેશ્વર ભણીથી ક્ષમાનો આશ્રય મળવાનો આધાર મહારાજે પોતા ભણીથી બીજાને ક્ષમા કરશે તે ઉપર છે.

ક્ષમાવાન જનને મળે, રિદ્ધિ સિદ્ધિની સાથ;
ક્ષમા પ્રકાશ જ પાંમતાં, હૃદય પ્રકાશિત થાય.
ક્ષમા બિરાજે જે મને, ફૂલ વાડીની સમાન;

સરસ સુગંધી પ્રસરતાં, લે દે આદરમાન.
વિશ્વંભરના દ્વારમાં, ક્ષમા મિત્ર લેખાય;
પ્રભુ મિત્ર જેનો બને, તો તું કાં નવ થાય ?

આ ઉપરથી પાદશાહને દયા આવવાથી તેને છોડી મુકયો. લોર્ડ કલેરનડને વાજબી કહ્યું છે કે: "danger effects nothing it goes about; and hurts the man who is possessed by it more than any other against whom it is directed." યાને કે જયાં પણ ગુસ્સો ખાલી કરવામાં આવે છે ત્યાં તે જરાએ કાર્યસાધક અસર ઉત્પન્ન કરતો નથી. બલકે જેના તરફ ગુસ્સાના બાણો છોડવામાં આવે છે તેનાં કરતાં જે શખ્શનાં ભેજામાં તેનો ભંડાર ભરેલો હોયછે તે વધુ હેરાંનગતિને આધિન થાય છે.

---

## પ્રકરણ ચોથું.

### દુનીઆંસે ના બાંધો દિલ.

How does time after long absence beging to us such contrasts between the one we remember, and the one we see ! And what a meloncholy mockery does it seem of our own ,vain hearts, dreaming of impressions never to be changed, and affections that never can get cool.

Lord Liton.

. ગીતામાં એક સ્થળે બોધ દેવામાં આવ્યો છે કે; જે કોઇ પોતાનો ગુસ્સો પી જાય યથાત ગમે એવું અપમાન મલ્યાં છતે તે સહન કરે; અને પોતાના મનની શાંતી જાળવી રાખે તો તેને પછી બીજાં કશાંની તરસ રહેતી નથી. આ વાકયને મેં વાર-

ધાર મથન કરી ચીરી ચીરીને તપાસ્યો કે શું ત્યારે માનવ જાત ક્રોધી છે ? ક્રોધ શું છે? એક દિવસે મને તેનો અનુભવ થયો મારૂ મન એક સમયે જરા લગાર અશાંત હતું, અને તેટલાં ટપાલી મારા નામનો પત્ર લઇ આવ્યો. તે પત્ર, મેં કરેલા ઉપકારનો તોછડાઇથી વાળેલો ઉત્તર હતો. મને લાગ્યું કે શું મેં આટલી બધી ભલાઇ લોકો પ્રત્યે વાપડી, તેનો આ બદલો? એજ વિચારે મહને દિવાની બનાવી. હું લાલચોળ બની અને જીવ એવો ગભરાવા લાગ્યો કે, સાંમાંને કાંઇ નજીક હોય તો મારી દંઉ એવો વિચાર મને થયો. અને મારા સ્થુળ શરીરમાં ફેરફાર થઇ રહયો આ ફેરફાર ક્રોધનો હતો. તેજ દિવસથી ક્રોધનું ખરૂં સ્વરૂપ મહને જણાયું મને તેનો અનુભવ મળી ચુકયો કે ક્રોધ એ કંઇજ નહિ પણ થોડા સમયનું ઘેલાપણું સિવાય કંઇજ નથી. સજજન વાંચકો? તેજ દિવસથી મને ભાન થયું કે, ક્રોધ કેમ અને કયારે આવે છે. વ્યવહારમાં આપણને કાંઇ ચીજ ઓછી પડતાં ઘણીવાર આપણે રૂસાઇ જઇએ છીએ આ રૂસાવણી એજ ક્રોધ! નહિતો બીજુ શું ? જ્યારે મનુષ્ય ગરૂરી બતાવાનું મેલી દઇ નમ્રતા અખત્યાર કરે છે, ત્યારેજ તે ઇનશાંનની પદવી પર ચઢે છે. એવું કહેવાય છે કે ભરૂગમુની નામનો એક બાવો હતો જેણે ઘણાં વર્ષો સુધી તપ કરી ઇંદ્રાશનની પ્રાપ્તિ મેળવી હતી એક દિવસે તેનામાં કાંઇ એવોજ ગર્વ આવી ગયો કે રાજા આગળ જવું. તે તુરત દરબારમાં ચઢયો. દરબારમાં બેઠેલી દરેક વ્યકિત આ મહાન તપેશ્રી બાવાને જોઇ ઉઠયા અને નમસ્કાર કીધો. પરંતુ એ બધામાં વિષ્ણુજી તો બેસી રહયા. આમ જોઇ ભરૂગમુનીને ભાસ્યું કે, હું આવો મહાન તપેશ્રી (!) અને વિષ્ણુજીએ મને માન નહીં આપ્યું ? એમ વિચારી ક્રોધમાં આવી જઇ તેણે વિષ્ણુની છાતીમાં લાત લગાવી પાડી: વિષ્ણુજી તેથી જરાએ ક્રોધે ન ભરાતા ઉલટું

તેનો પગ વહાલથી પકડી ચાંપવા પડયા. ને બોલ્યા "મહારાજ! તમારા પગમાં ખુબ લાગ્યું હશે માટે મને ચાંપવા દયો." આટલી બધી સહનશીળતા જોઇ ભરગમુનીનેતો એટલું બધું લાગી આવ્યું કે, વિષ્ણુજીને તે પગે પડી ગયો અને કહયું "મહારાજ! મને માફ કરો" કબીરજીએ સત્ય કહયું છે કેઃ—

કામ, ક્રોધ, મદ, લોભકી જબલગ મનમેં ખાન;
તબલગ પંડિત મુરખહી, કબીર એક સમાન.
પઢ પઢ ઓર સમજાવહીન ખોંજે આપ શરીર;
આપહી સંશુપમે પડા, યું કહે દાસ કબીર.
ચતુરાઇ પોપટ પઢે, પડા સો પીંજર માંહી;
ફીર પર મોધે ઓરકો, આપન સમજે નહિ.
હરીગુન ગાવે હરખ કે, હીરદે કપટ ન જાય;
આપન તો સમજે નહી, ઓરહી જ્ઞાન સુનાય.
ચતુરાઇ ચુલે પડો, જ્ઞાનકો જમરા ખાઓ;
ભાવ ભક્તિ સમજે નહિ, જાનપનો જલ જાઓ.

મનુષ્યનું મન ખાટી હોઇ નિત્ય તે ખાકી વસ્તુ પ્રતિ પ્રેરાય છે. અમુકે, અમુક ચીજ કરી તો મારે કાં નહી કરવી? આમ દેખાદેખીથી આપણે, આપણી પાસે જે કાંઇ છે એ પણ ગુમાવી બેસીએ છીએ. માટે આપણે એવું બનવું જોઇએ કે, કોઇપણ વસ્તુ પ્રતિ આપણને મોહ થાયજ નહી. આપણી હાજતો જેમ બને તેમ ઓછી કરવી જરૂરી છે. એક સ્થળે પશ્ન કરવામાં આવ્યો છે કે, "મુકી શું દેવું?", તો ઉત્તરમાં છે કે "બધું મુકી દે." મતલબ કે ત્યાગ એવો કરવો કે આપણને એક દીને અનુભવ થાય કેઃ દુનીઆમાં જે કાંઈ છે એ મારૂં નથી.—ના એટલુંજ નહિ પણ આ દેહ વટીક મારી માલેકીનો નથી. જે છે એ ભગવાનનુંજ છે, જ્યારે પણ તમો તમારી નવરાસની

વેળાએ એકાંત બેસો ત્યારે એક પળ વિચાર કરો કેઃ ઓ ભગવાન ! મ્હારી અંદર જે કાંઇ છે. જે કંઇ મારી પાસે છે એ શું મારૂં છે ?–ના તારૂંજ છે. અને તે ચીજો હું તને પાછી હવાલે કરૂ એમાં માંરૂ થોડું જવાનું છે ? આમ વારંવાર મનને સંબોધવાથી આપણને એક દિવસે જ્ઞાન થશે કે, આ ખાકી શરીર જેને માણસ 'હું છું' એવું સમજે છે તે આપણી અજ્ઞાનતાજ છે. અને તેથીજ ત્યાગી બનવા માટે આપણને બોધ આપવામાં આવ્યોછે. પરંતુ 'ત્યાગી એટલે શુ ? ત્યાગી બનવું એટલે એમ નહિ માનશો કે, સાધુ જેવાં વસ્ત્ર પહેરી સંસાર છોડી વનમાં તપ સારૂ ચાલ્યાં જવું. ત્યાગ એટલે એમ કે જે કંઇ ચીજ કરવી એ હરિના નામે કરવી. 'હું કરૂછુ' અગર 'મેં કર્યુ' એવાં અભીમાંની શબ્દો મનુષ્યનો ગર્વ ઉતારે છે. સંસારમાં ત્યાગી બનવા માટે આપણને જે કંઇ અમલમાં મુકવાનુ છે, તે ફકત આટલુંજ કે, તમો જ્યાં હોય ત્યાં, જે કાંઇ ત્હમારા લાભનું હોય તે ગ્રહણ કરો, અને અયોગ્ય વાતને છોડી ધ્યો. કોઇ પણ બાબદમાં તમને તિરસ્કાર માટે કોઇ કહેતું નથી. તીરસ્કાર શા શારૂ કરવો ? તમને જે રૂચે તે સાંભળો અને કામ કરો. હંસ પક્ષી માટે કહે છે કે, તેને જો દુધ સાથ જળ ભેળી પણ આપવામાં આવ્યુ' હોય તોએ, તેમાંથી તે દુધજ પીશે. માણસો જેમ જેમ ઇંદ્રિઓને પોતા ઉપર ફાવવા દે છે, તેમ તેમ તે વધુજ પોષાતી જાય છે. સાપને ગમે એટલું દુધ પાઇ ઉછાર્યે, તોએ કોઇક દિવસ પોતાની જાત પર જવા વિના તે રહે નહિ. કેમકે મોડે વહેલે જરૂરજ તેનો ભોગ મનુષ્ય થઇ પડશે. એજ રીતે ઇંદ્રિય જેવી છળકપટ પદાર્થોને પોષવી એ સર્પને દુધ પાઇ ઉછેર્યા બરાબરજ છે. માટેજ બોધ આપવામાં આવ્યો છે કે, દરેક મનુષ્યે પોતાની ઇંદ્રિઓને વિખુટી' ન મેલતાં

તેની લગામ મજબુત રીતે પકડી રાખવી જોઇએ. ગીતામાં એક સ્થળે કહ્યું છે કે "માણસનું શરીર તે એક ગાડી છે. તેને જોડેલા ઘોડાઓ તે તેની પાંચ ઇંદ્રિઓ છે. તે ગાડીને ચલાવનાર તે મન છે અને ગાડીમાં બેઠેલો ધણી તે જીવ યાને ખરો માણસ છે. જેમ ગાડીને ચલાવનાર ઘોડાવાળો, જેમ ઘોડાને કાબુ નથી રાખી શકતો, અને ત્યારે તે મસ્તાન બનીને ગાડીને ગમેતેમ સ્થળે ઘસડી લઇ જઇ અંદર બેઠેલા માણસને નુકશાનીમાં લાવી નાંખે છે. તેવીજ હાલત મનુષ્યના શરીરના જીવની પણ જાણવી." આપણને મન, ઘણીવાર મોઝ મઝા અને બીજા એવાંજ અન્ય દુર્ગુણો પ્રતિ ખેંચે છે. અને તેથી આપણું આખુ શરીર તે ચીજો પ્રતિ આકર્ષાય છે. પરીણામમાં આપણે ક્ષણીક મઝાને ખાતર દુઃખના ખડક સાથ અફડાઇ પડીએ છીએ.

મુર્ખો માની રહયો મારૂં રે, તેમાં કાંઇએ નથી તારૂં;
સાત સાયર જેની ચોકી કરતા, ફરતું નીર ખારૂં.
ચઉદ ચોકડીનું રાજ્ય ચાલ્યું ગયું, રાવણા દીકવાળુરે,
દુઃખને તો કોઇ દેખે નહી, ને સુખ લાગે સારૂં,
વેળા વેળાની છાંયડી તારી, વળી જાશે વારૂં રે.
હરિભજનમાં હેતજ રાખો, સ્મરણ કરો સારૂં,
ભોજો 'ભગત' કહે રાખો કેદમાં, પ્રભુનું ભજન પ્યારૂ રે.

આશા! હા–આશા જેવી ચીજ દુનીયામાં, બીજી કંઇ છે વારૂ? પણ આશા તરીકે આશા કરવામાંબી ફરક છે. ક્ષણીક પળના સુખની આશા રાખવી અને મિનોઇ જ્ઞાનની આશા રાખવી એ બંનેમાં મોટો તફાવત છે. આશા કરવી પણ તે ખોટી હોવી જોઇએ નહી. સારી આશાને જન્મ આપો અને સ્વાર્થી આશાઓ અને ઉમેદોને મારી નાખો કે જીગરમાંજ દાટી દો. પણ આશાને મારી કેમ શકાય? તેને મારવાનું

પેગામ્બર સ્પીતમાન જરથુસ્તનો જયારે જન્મ થયો ત્યારે દોરાસન નામનો ત્યાંનો હાકેમ તેમને મારી નાખવાના હેતુથી તરવાર સાથ ઘરમાં પ્રવેશ થયો હતો. પરંતુ એવું કહેવાય છે કે, જેવી તરવાર જરથુસ્તપરથી ફરી જાય તેવોજ દોરાસનનો હાઠ ખેંચાઇ ગયો, અને તે લાંબો થઇ સકયોજ નહિ. આ અવનિમાં પ્રાયશ, સર્વે મનુષ્યોને ન્યુનાધિક દુઃખતો હોયજ! એ વાત આપણે ભુલી જવી નહોતી જોઇએ. દુઃખ વેળા કદિએ મુંઝાવું નહિ; તેમ તેના માટે ચિંતાપણ નહોતી કરવી જોઇએ. દુઃખ સમગ્રે આપઘાત કરવાનો ત્રાસ દયા જનક છે. આપઘાત એ મનુષ્યની નિર્બતાની મુર્ખાઇ છે. દુઃખ ખમ્યાં વિનાં સુખ મળી શકે એ ખ્યાલ અકકલથી દુર છે. માટે,—

"દુઃખસુખ આવે તે સહેજે રે, માજીના ચરણ કમલમાં રહેજે.
સુખડા તરતાંરે ઉડાંછે—દુઃખડાં પાછળરે ઉડાં છે.
સુખડાંની શોભારે સુલભ છે—દુખડાંના હેતુરે ગહન છે.
મા તુંજ પ્રેમલરે રચનારે—તુંજ સદૈર્ય છે ઘટના.
મા તુંજ સદૈર્ય પ્રેમે નિવેશ--દુઃખસુખ આવેરે તે સેહેજે."

દુનીઆમાં ખરી ખુશબોઇ જશ ની છે; જે ચંદનના વૃક્ષ પેઠે સર્વે સ્થળે પ્રસરી રહેછે. પરંતુ અપજશમાં એવો દુર્ગુણ છે કે ત્યાંય કોઇજ જઇ શકતુ નથી. જયારે 'જશ' ચંદન પેઠે આખી પૃથ્વી પર પ્રકાશી નિકળે છે, અને જ્યારે આખુ શરીર શાંત પડી જઇ તમામ ઇંદ્રિઓના વ્યવહારો બંધ; પડે અને મન ભમતુ અટકી જાય ત્યારે માણુસ પોતાનું ખરૂ સ્વરૂપ જોઇ શકે છે. અત્યાર આગમચ માણુસ પોતાના સ્થુળ શરીરને 'પોતે' માનતો હતો, પરંતુ મનુષ્યને જયારે આ રીતે જ્ઞાન થાય છે ત્યારે 'હું કોણ છું' એનું ભાન થાય છે. મગર આવી શકિત કંઇ બધાંને પ્રાપ્ત

થતી નથી ગુરૂની કૃપાનું એ ફળ છે. "કરણઘેલો" નામક સુપ્રસિધ્ધી ગ્રંથમાં એ વિષે એક વાત આવી છે કે:–

હરિ અને મગન નામે બે ભાઈઓ હતા કોઈએક દિવસે તેમને વૈરાગ્યનો ઉપદેશ આપવામાં આવ્યો અને તેને ગ્રહણ કરી તેઓ વનમાં વસવા ગયા અને ધોરી રસ્તો છોડીને એક જંગલમાં પેઠા. જેમ જેમુ તેઓ આગળ વધતા ગયા તેમ તેમ જંગલ વધારે ગાઢું થતુ ગયું અને સાંજ પડી બાદ ત્યાં એટલો બધો અંધકાર વ્યાપી રહયો કે, તેઓ એક પણ ડગલું વધુ ભરી શક્યા નહિ. જંગલી જનાવરોની દહેસ્તથી તેઓ એકાદ વૃક્ષ પર ચઢી બેઠા અને આખી રાત તે ઉપરજ સુઇ રહેવાનો મનસુબો કરતા હતા. તેટલામાં પાસેની ઝાડીમાંથી બે બ્રાહ્મણો હાથમાં નાગી તલવાર લઇને તેમની સાંમે આવી ઉભા જ્યારે તે ચારો જણની આંખો ભેગી મળી ત્યારે બ્રાહમણો બોલ્યા અમે દક્ષણા લેવા આવ્યા છીએ હરિએ આશ્રર્ય પામીને તેઓની સાંમે જોઇને પુછ્યું મહારાજ! તલવાર ઉઘાડી રાખી દક્ષીણા માંગતાં બ્રાહમણોને તો મેં મારી જીંદગીમાં આજેજ જોયા. તમારી હકીકત કંઇ વિચીક્ષણ હશે, માટે કૃપા કરી તમો કોણ છો તથા તમારો ધંધો શો છે તે કહો" બ્રાહમણો બોલ્યા બીરાદરો, હમો બેઉ ભાઇઓ છીએ અને વેદાંતી ધર્મ પાળીએ છીએ. થોડાં વર્ષ ઉપર કંઇ ધંધો ન મળવાથી હમો એવા તો દરીદ્રી થઇ ગયાકે કોઇ પણ ધંધો કરવાનો અમે નિશ્ચય કર્યો એવામા એક દહાડો વ્યાસજી વેદાંત ઉપર કથા કરતા હતા, તે સાંભળવાને હમેબી બેઠા. કથામાં વ્યાસજી બોલ્યા આ જગત માયારૂપી છે. એક બાજીગરનો ખેલ છે. જેમ જાદુગર લોકો નજર બંધી કરી જ્યાં ધુળ હોય ત્યાં પાણી બતાવે છે. તેમ માણસ સઘળું ખોટુ દેખે છે. જગતમાં આત્મા સિવાય બીજું કાંઇ નથી જે જે પ્રાકૃતિક પદાર્થ આપણી ઇંદ્રિઓ વડે માલમ પડે છે, તેઓ

ખરેખર જગતમાં છેજ નહિ એતો માત્ર આભાસ છે. જેમ સ્વપનામાં આપણને હજારો વસ્તુ દેખાય છે, શબ્દ સંભળાય છે, અને સઘળાં ઇંદ્રિય સુખ મળે છે. પણ જાગ્યા એટલે તેમાનું કંઇ નહી તેમ આ જગતમાં આપણી અવસ્થા સ્વપ્ન વ્રત છે. પદાર્થ કંઇ છેજ નહિ માટે હે બંધુઓ જગતમાં લોકો પૈસો મેળવવાને જે શ્રમ કરેછે તે સઘળું મિથ્યા છે. લોકો જે મારૂં મારૂં કરેછે તે ફોગટ છે. અલ્યા જેમ તારૂં તેમ મારૂએ કશુજ નથી. આ કથા સાંભલીને અમારા મન ઉપર એટલી તો ઉંડી અસર થઇ કે અમે વેદાંતી થઇ ગયા. અને મારામાં તેમ તમારામાં અને કોઇનામાં પણ કંઇ અંતર નથી અને ગણવો નહી એવો નિશ્ચય કીધો. પછી એકવાર હમો અમારા યજમાનને ઘેર કાંઇ કામસર ગયા. ત્યાં એક પૈસાની ઠેલી પડી હતી તે જોઇને હમે વિચાર કરવા લાગ્યા કેઃ આને માનવો પૈસા કહે છે. પણ ખરેખરો તો તે છેજ નહી. વળી જગત કારમું છે. અને આવરદા ક્ષણ ભંગુર છે, તેથી એ પૈસાને મુકીને યજમાનને કોઇ દહાડો જવું પડશે, કીંવા એ પૈસા યજમાનને મુકી જતાં રહેશે. એ બેમાંથી એક વાત તો નિશ્ચય બનવાનીજ. વળી મારૂં તારૂં મિથ્યા છે યજમાનના પૈસા અને હમારા પૈસા ટકામાં ભેદજ શો? એમ વિચારી તે ઠેલી હમે ઉંચકી લીધી. તે લઇને અમે જતા હતાં તેટલાં યજમાનના દુષ્ટ ચાકરોએ અમને પકડ્યા અને યજમાનનાજ કહેવાથી રાજા આગળ લઇ ગયા. રાજાની પણ આંખ ઉપર માયાની અંધારી બાંધેલી તેથી તેણે મારા તારામાં ભેદ માન્યો અને વેદ વ્યાસજીના વેદાંત મતથી વિરૂધ્ધ ચાલીને અમને પાંચ વર્ષ બંદીખાનામાં નાંખ્યાં. કારાગૃહમાં એટલાં વર્ષ મુફ્તનું, વગર મેહેનતે ખાધા પીધા પછી અમને છોડી મુકયા. હવે શું કરવું? જગતતો દુષ્ટ માયામાં વીંટાલાએલું અને પરમાત્મામાં લય

પામવાના સાધન શોધવાને બદલે મારાં–તારામાં લડી મરી ઘાંચીના બળદ પેઠે ચોરાશી લાખના ફેરા ફર્યાં કરે છે. એવા લોકોમાં સર્વોત્કૃષ્ટ વેદાંત મત ચલાવવા જઇએ તો સંકટમાં આવી પડીએ અને તેથી રૂષિઓની પેઠે વનવાસ કરવો એવો નિશ્ચય કર્યો, અને આ જંગલમાં ત્રણ માસ થયા હમે રહીએ છીએ. પણ લાડુ અને ઘી ખાધેલા તે હવે કંદ ને મુળ ને ફળફળાદી કેમ ભાવી શકે ? તેથી કોઇ યજમાન શોધવાને રાત્રે રોજ અમો બહાર નીકળીએ છીએ. આજે તમો પહેલ્લાજ મલ્યા છો, માટે જો તમો વેદવ્યાસજીને માનતા હો તો તમારાં લુગડાં, પાઘડી, આદિ જેને તમો તમારૂં કહોછો તે અમને અર્પણ કરો. નહી તો આ તરવાર વતી તમને પરમાત્મા સાથ મેળાપ કરાવી દઇશું." વેદાંતી ભાઇઓની આ વાત-સમજી હરી તેમજ મગનને ખુબ હસવું આવ્યું. અને થોડાક પૈસા આપી તે બન્ને બ્રાહ્મણોને વિદાય કર્યા. આ વાત પરથી આપણે તો કેવળ આટલુંજ શીખવાનું છે કેઃ—

If happiness have not her seat,
And Centre in the breast;
We may be wise, or rich or great;
But never can be blest.

"સુખનું સ્થાન અને મધ્યબિંદુ આપણા સ્તનમાં ન હોય તો આપણે પહોંચેલ કે પૈસાવાળા કીંવા પ્રખ્યાત કાં નહિ હોઇએ છતાં આનંદી તો કદિએ રહી શકશુંજ નહિ"

"જેણે આપણા જન્મની અગાઉ માતૃશ્રીનાં થાંનમાં દુધ ભરી મેલ્યું હતું, તે પ્રભુને જે માનવે પીછાંણ્યા નહિ અને તેનાં સ્વરૂપને પિછાંણવાની કોશીષ ન કરી એ કરતાં વિશેષ

મુર્ખ પણ બીજા કોણ હોઇ શકે ? વિચાર કરો કે જેણે પેદા કરવા પહેલ્લાં દુધની તઇયારી કરી મેલી છે તેજ પિતા-પ્રભું આપણને રખડતાં તે કેમ રહેવા દેશે ? કુંભાર હાલ્લુ બનાવે છે તે ફોડી નાંખવા થોડું છે ? તો વિચાર કરોકે ઈશ્વરે તમને દુઃખી કરવાને પેદાં કીધાં નહિ હોય ? કોઇપણ માતપિતા વિના કારણે બાલડાંને સજા કરતાં નથી. તો પ્રભુ, વિના કારણે શા કાજ મનુષ્યને ત્રાસ આપે ? જેણે મોરને સુંદર પીછાં આપ્યાં તે આપણને નગ્ન કેમ રાખશે ? જે મહાન પિતાએ ઠંડીમાં હુંફ મેળવવા જનાવરોને બાલ આપ્યા, તેજ પિતા તેના ભકતોને કયમ ભુલી જાય ? જમીનના પેટામાં રહેતા કીડાઓ જળમાં રહેતાં માંછલાંઓ, હવામાં ઉડનારા પક્ષીઓ અને વનમાં રહેતાં ફાડી ખાનારા જાનવરો જેવાં ઉપર પણ પરમેશ્વર મહેરબાંન છે તો શું તે આપણને વિસારી દેશે ? અરે ! આમ પણ બોલવું આપણને લાજમ છે ખરૂં ? ના-કદિ નહિ. ફકત તેમાં આપણી ખાંમી છે. અને તે ખાંમી આપણા પ્રભુ પ્રત્યેના વિશ્વાસની છે." ઉદાહરણ તરીકે પુત્ર ઘરમાં માંદો પડયો અને ડોકટરનું ઔષધ કર્યું. ઔષધથી પણ નરમ ન પડતાં તાવ વધી ગયો તો પછી બ્રાહમણને ઘેર તપકો બતાવાય છે. બ્રાહમણ કંઇ ભણવાતુ કહે છે, જે મોબેદો કને ભણાવામાં આવે છે. પરંતુ એથીબી જો મંદવાડ નરમ ન પડયો તો પછી માનતા-બાધા મનાય છે. એ સમયે જો કોઇ દિલસોઝીથી આમ કહે કેઃ આતશ બહેરામમાં થોડું સુખડ ચઢાવો. તો બસ થઇ ચુકયું "અરે એથી શું થવાતું હતું ?" બસ-આ નિરાશા જનક શબ્દોથી આપણી પવિત્ર ગ્રાંથ વાણીને હીણવામાં આવે છે. આ સાથી ? કારણ કે આપણામાં પુર્ણ વિશ્વાસ નથી. ખુદા આપણનો પાલણનાર પિતા છે, આપણે તેનાં સંતાન જેવાં છીએ' તે આપ-

તુને દુઃખી જોવા ઉત્સુક નથી જો વિશ્વાસની કીંમત મનુષ્ય જાતિ સમજતી થાય તો તેઓ પ્રભુને દોષ પણ દે ખરાં કે? એક સમયે એક કવિ બાગમાં ગયો. આમ તેમ ફરી તે ગુલાબનાં પુષ્પ આગળ આવ્યો તુરતનાજ એક સુંદર પમરતાં ગુલાબને નીચે ખરી પડતાં જોઇ તે બોલ્યો—

કંટક પેર ગુલાબકો તોપે બેસો ફુલ;
ક્યા કહીએ જગદીપકો કે તો ઘર એસી ભુલ.

યર્થાત, શું ખુદાને ઘેર પણ એવો ગેરવાજબી ઇન્સાફ છે કે નાજુક બિચારા ગુલાબને પણ કાંટા જેવાં બિછાણામાં રહેઠાણ કરી દુઃખ ઉપરથી ખમવું પડે છે?

કવિને ઉપર મુજબ વિલાપ કરતાં જોઇ ગુલાબના પુષ્પે દિલાસા રૂપ શબ્દોમાં વળતો ઉત્તર આપતાં કહયું:—

શીશ ધડ જુદા કીયે ફીર જળાયો મુળ;
ઘટને સંકટ તનપર સાયો એસો પાયો ફુલ.

એટલે કે, મારૂં માથું તેમજ ધડ કાપવામાં આવ્યું, પછી મારાં મુળીઆંને જળાવવામાં આવ્યાં એટલું દુઃખ મેં જ્યારે ખમ્યું ત્યારે મારે પેટે આ એક સુદર ગુલાબનું ફુલ થયું. મતલબ કે ખુદાને ત્યાં કોઇબી રીતનો આડો ઇન્સાફ કે દુઃખ દેનાર છેજ નહિ?

"ગુલાબના ઝાડને કેવા તિક્ષણ કાંટા હોય છે? એ તીક્ષણ કાંટાથી ભરેલા રસ્તા ઉપર ગુલાબને મુસાફરી કરવી પડે છે. મગર ગુલાબ, કાંટાથી ગાભરૂ ન બનત્તાં તેની સામે થઇ ધીરજ અને શાંતીથી આગળ વધી પોતા આસપાસ સુવાસ ફેલાવી આખરે કરમાઇને મૃત્ય આધીન થાય છે. તેજ રીતે માણસની જીંદગીનો રસ્તો લોભ–લાલચનાં કાંટાઓથી ભરપુર,

મુર્ખ પણ બીજા કોણ હોઇ શકે? વિચાર કરો કે જેણે પેદા કરવા પહેલ્લાં દુધની તઇયારી કરી મેલી છે તેજ પિતા-પ્રભુ આપણને રખડતાં તે કેમ રહેવા દેશે? કુંભાર હાલ્લુ બનાવે છે તે ફોડી નાંખવા થોડું છે? તો વિચાર કરોકે ઈશ્વરે તમને દુ:ખી કરવાને પેદાં કીધાં નહિ હોય? કોઇપણ માતપિતા વિના કારણે બાલડાંને સજા કરતાં નથી. તો પ્રભુ, વિના કારણે શા કાજ મનુષ્યને ત્રાસ આપે? જેણે મોરને સુંદર પીછાં આપ્યાં તે આપણને નગ્ન કેમ રાખશે? જે મહાન પિતાએ ઠંડીમાં હુંફ મેળવવા જનાવરોને બાલ આપ્યા, તેજ પિતા તેના ભકતોને કયમ ભુલી જાય? જમીનના પેટામાં રહેતા કીડાઓ જળમાં રહેતાં માંછલાંઓ, હવામાં ઉડનારા પક્ષીઓ અને વનમાં રહેતાં ફાડી ખાનારા જાનવરો જેવાં ઉપર પણ પરમેશ્વર મહેરબાંન છે તો શું તે આપણને વિસારી દેશે? અરે! આમ પણ બોલવું આપણને લાજમ છે ખરૂં? ના-કદિ નહિ. ફકત તેમાં આપણી ખાંમી છે. અને તે ખાંમી આપણા પ્રભુ પ્રત્યેના વિશ્વાસની છે." ઉદાહરણ તરીકે પુત્ર ઘરમાં માંદો પડયો અને ડોકટરનું ઔષધ કર્યું. ઔષધથી પણ નરમ ન પડતાં તાવ વધી ગયો તો પછી બ્રાહમણને ઘેર તપકો બતાવાય છે. બ્રાહમણ કંઇ ભણવાનુ કહે છે, જે મોબેદો કને ભણાવામાં આવે છે. પરંતુ એથીબી જો મંદવાડ નરમ ન પડયો તો પછી માનતા-બાધા મનાય છે. એ સમયે જો કોઇ દિલસોઝીથી આમ કહે કે: આતશ બહેરામમાં થોડું સુખડ ચઢાવો. તો બસ થઇ ચુકયું "અરે એથી શું થવાનું હતું?" બસ-આ નિરાશા જનક શબ્દોથી આપણી પવિત્ર ગ્રાંથ વાણીને હીણવામાં આવે છે. આ સાથી? કારણ કે આપણામાં પુર્ણ વિશ્વાસ નથી. ખુદા આપણનો પાલણનાર પિતા છે, આપણે તેનાં સંતાન જેવાં છીએ તે આપ-

શુને દુઃખી જોવા ઉત્સુક નથી જો વિશ્વાસની કીંમત મનુષ્ય જાતિ સમજતી થાય તો તેઓ પ્રભુને દોષ પણ દે ખરું કે? એક સમયે એક કવિ બાગમાં ગયો. આમ તેમ ફરી તે ગુલાબનાં પુષ્પ આગળ આવ્યો તુરતનાજ એક સુંદર પમરતાં ગુલાબને નીચે ખરી પડતાં જોઇ તે બોલ્યો—

કંટક પેર ગુલાબકો તોપે એસો ફુલ;
ક્યા કહીએ જગદીપકો કે તો ધર એસી ભુલ.

યર્થાત, શું ખુદાને ઘેર પણ એવો ગેરવાજબી ઇન્સાફ છે કે નાજુક બિચારા ગુલાબને પણ કાંટા જેવાં બિછાણામાં રહેઠાણ કરી દુઃખ ઉપરથી ખમવું પડે છે?

કવિને ઉપર મુજબ વિલાપ કરતાં જોઇ ગુલાબના પુષ્પે દિલાસા રૂપ શબ્દોમાં વળતો ઉત્તર આપતાં કહ્યું:—

શીશ ધડ જુદા કીયો ફીર જળાયો મુળ;
ઇટને સંકટ તનપર સાયો એસો પાયો ફુલ.

એટલે કે, મારૂં માથું તેમજ ધડ કાપવામાં આવ્યું, પછી મારાં મુળીઆંને જળાવવામાં આવ્યાં એટલું દુઃખ મેં જ્યારે ખમ્યું ત્યારે મારે પેટે આ એક સુદર ગુલાબનું ફુલ થયું, મતલબ કે ખુદાને ત્યાં કોઇબી રીતનો આધો ઇન્સાફ કે દુઃખ દેનાર છેજ નહિ?

"ગુલાબના ઝાડને કેવા તિક્ષણ કાંટા હોય છે? એ તીક્ષણ કાંટાથી ભરેલા રસ્તા ઉપર ગુલાબને મુસાફરી કરવી પડે છે. મગર ગુલાબ, કાંટાથી ગાભરૂ ન બનતાં તેની સામે થઇ ધીરજ અને શાંતીથી આગળ વધી પોતા આસપાસ સુવાસ ફેલાવી આખરે કરમાઇને મૃત્યુ આધીન થાય છે. તેજ રીતે માણસની જીદંગીનો રસ્તો લોભ–લાલચનાં કાંટાઓથી ભરપુર,

છે. માંટે એ સતત્ મુસાફરીને નેકીના માર્ગે સંપુર્ણ કરવી જોઇએ. ગુલાબ અને માણસ બંન્ને એક સરખી લીલી સુકી જોઇ એકજ સરખી હાલતે માર્ગે લાગે છે. એકજ મંડાણ અને એકજ સરખો અંત" તો જીવનની હવે ફીકર અને દુનીયા ઉપર મોહજ શાનો ?

ફીકર સબકો ખા ગઇ, ફીકર સબકા પીર,
ફીકરકી જો ફાકી કરે, ઉસકા નામ ફકીર.

પેટ સમાતા અન્ન લે, તનહી સમાતા ચીર,
અધી કહી સંગ્રહ ના કરે, તીસકા નામ ફકીર.

ચાહ ગઇ, ચિંતા ગઇ, મનવા બે પરવાહ,
જીનકો કછુ ન ચાહીએ, સો શાહોકા શાહ.

મનુષ્યને પોતાંની જીંદગી પ્રત્યે જેટલું વહાલ છે; તેટલાંજ બેદરકાર છે એમ કોણ ના પાડી શકશે ? અને આવી બેદરકારીમાં અને ભુલાવામાં પડેલાં જયારે અકકલ જુએ છે, ત્યારે તે ઘણુંજ અફસોસથી બળાપો કરે છે; અને કહે છે કે ઓ, માનવ ! મને તું જરા ધ્યાન દઇ સાંભળ. વિચાર કર કે જયારે તું આ દોરંગી દુનીઆમાં અવતર્યો ત્યારે તો તું પવિત્ર હતો. રફતે રફતે વય વધતાં તું ચાલાક અને હુસ્યાર બનતો ગયો, અને તેં તારા વેપારનું બંદર ખુલ્લુ મેલ્યું પરંતુ જે સંત સંગતના વેપારને ખાતર તું અત્રે આવ્યો હતો, તે ખરો વેપાર તરછોડી તું એકદમ આ અવનિની માયામાં ફસાઇ પડયો છે. તારી જીંદગીના ચાર ખરા પ્રશ્નો: તુ કોણ–કયાંથી આવ્યો અને કયાં પાછો જવાનો છે તેના ભેદ શોધવાના મેલી દઇ તું માયામાં સપડાયો છે. વળી ઉંચે આભ ભણી તારી નજર ફેંક. જ્યાં તારૂં મિનોઇ–સ્વવતન તારા માટે ખાલી પડેલું છે. જગતમાં ઇનસાંનની કીંમત ન આંકી શકાય એટલી

છે. તેજ જીંદગીને તું ગમે એમ બેદરકારીથી વાપડે એ કેટલું અફસોસ કારક છે? તારૂ શરીર જે આરંભમાં કંચન સરીખું હતુ; તેજ શરીર હાલમાં તેં લોખંડ પર ચઢાવેલા કાટની પેઠે બનાવી નાખ્યુ છે. પરંતુ યાદ રાખજે કે, જયારે યમદુત તારા પર ત્રાપ મારશે, તે વેળા તને તારાં કૃત્યો માટે પાછળથી પસ્તાવો થશે. એ યમદુત તને એક એવાં ઉંડા ગારમાં ખેંચી લઇ જશે કે, જયાં તારી ફાંની માયા, મહોબત અને તારો સર્વસ્વ ખજાનો મેલી એકલા હાથે જવું પડશે.

મોતકા મયેદાન સીધા સાફ કેઆ હમાવર હય;
આંખ બંધ કરતેહી દેખાવાર થા ઇઆ પાર હય.

The whole course of life is even parallel, side by side with death ! is not a precipice at a distance to ward which ;we are gradually coming, and over which we muet bye aud bye plunge but a precipice on the very brink of which we are all the while walking and over which at any instant we may fall„

અર્થ:–આપણી જીંદગીનો તમામ દોર હમેશાં મૃત્યુની સાથેજ રહે છે. તે કાંઇ આપણાથી ઘણે દુર વેગળાઇએ કીના આગળ દિસતું નથી.; કે જેથી આપણે તેના ઉપર જઇ પડી જઇએ. મતલબ કે આપણે મોતના પંજામાં સપડાએલાં છીએ મોત એક ભાંગેલી ખડક છે. જ્યારે એ ખડક તુટી પડે છે, ત્યારે મનુષ્ય તેની સાથેજ પડી જંઇ આ ફાની જેહાંનથી કુચ કરી જાય છે.

વેલાયતના એક પ્રગણામાં 'ધવ' નામે એક કંજુસ રહેતો હતો. પાસે પૈસા તો ખુબ પણ એટલો કંજુસ કે પોતાના જીવે પણ એ ખર્ચે નહિ. રોજ રાત્રે એ પોતાની દોલત ગણતો,

અને સંતોષ મેળવતો. એક સમયે એક રાત્રે જ્યારે ઇવ પોતાની, દોલત ગણુતો હતો, તેટલાં એક સ્ત્રીને તેનું બારણું ખોલતાં સમજાયું. ઇવે ગભરાઇ જઈ પોતાની દોલત તેની મુળ જગા પર મેલી દીધી, અને ધ્રુજતા હાડે બારણું ખોલતાં કહયુ "તમે કોણ છો?" જવાબમાં અંદર એક સ્ત્રી પ્રવેશ થઇ, અને કરગરીને કહયું "ભલા ઇવ, મ્હને તું કંઇબી મદદ કર" ઇવે મોટા કચવાટ સાથે કહયું "બ્હેન આપ જાણુતાં નહિ હશો, કે, આ પ્રગણામાં ગરીબ હુંજ છું. છતાં તમે મારી પાસે મદદ માંગોછો, એ જાણી મને અજાયબી લાગે છે." પરંતુ પેલી સ્ત્રીએ વધુ કાલાવાલા કરવાથી ઇવે ભોંય પર પડેલો એક લાંકડાંનો, ટુકડો તેણીને ઉચકીને આપ્યો અને તે લઇ તેણી તુરતજ ચાલી ગઇ. આ બનાવની થોડાજ મહીના પછી એક રાતરે ફરી પેલીજ સ્ત્રીનો આવાઝ ઇવને કાંને આવ્યો. ઇવે મોટા ગભરાટ સાથ તેણીને પોતાના ઘરમાં લીધી, અને ફરીથી બીજી વાર તેનાથી મદદ ચાહી. ઇવ જરા ગુસ્સો કરી કહયું "મે તમને હજાર વાર કહયું કે હું . ગરીબ છું, છતાં મને વારંવાર આવી શા સારૂ કંટાળો આપો છો." આ સાંભળી પેલી સ્ત્રી બોલી "ઓ ઇવ, જરા દયા કર. આ મદદ હું મારા માટે લેવા નથી આવતી, પરંતુ ગરિબ માણુસોના લાભ અર્થેજ તારી મદદ ચાહતી આવી છું. માટે કંઇબી આપ" ઇવે જવાબમાં લાલચોળ બની પોતાના ઘરમાં ચોદિશા નજર ફેંકી અને એકાદ કીટાએલા ખીલા પર પડેલો દોરડાંનો ટુકડો તેને આપી દીધો, ઉપલા બનાવની થોડાજ દિવસ પછી પેલીજ સ્ત્રી ઇવની મદદ માંગતી એક રાતરે પાછી ફરી. ઇવ આ જોઇ ખુબ ક્રોધમાન થયો અને કહયું "અરે, બેવકુફ!

તને શરમ નહિ આવતી ? એક વખત હોય એ વખત હોય. જા નિકળ અહીંથી" પેલી સ્ત્રી દયાથી બોલી "મને આ છેલ્લીજ વાર મદદ કર. હું તારો ઉપકાર કદી ભુલીશ નહિ" હવે લાચારી સાથે એક જુની પુરાણી કુંચી કાઢી આપી. અને ભર ઉંઘમાં પડયો. ઉંઘમાં તેણે સ્વપન જોયું કે,- પોતે એક નદી આગળ, દીલગીરીથી ઉભો છે. પોતે સાંમી ભણી આવેલા એક મહેલ તરફ જવા માંગતો હતો. પરંતુ તે તરવાનું નહોતો જાણતો અને તેથી નદી કેમ ઓળંગી જવી તેનો તે વિચાર કરતો હતો. એટલાં એક સ્ત્રી ત્યાં હસ્તે મુખડે આવી. હવે તેણીને તુરત ઓળખી કાઢી કેમકે એ સ્ત્રી કોઇજ નહી પણ પેલી મદદ લેવા આવનાર સ્ત્રીજ હતી. તેણીએ કહયું "હવ, હું તારી મુશકેલી સમજી શકું છું. તેં મને મદદ તરીકે જે લાકડું આપ્યુ હતું, તે હું તને પુલના રૂપે પાછો આપું છું" એમ કહી તેણી ચાલી ગઇ. અને હવે થોડીજ મિનીટમાં પોતાની મોટી ખુશાલી વચ્ચે નદી ઉપર પુલ બંધાઇ ગયેલો જોયો. તેનાં ઉપરથી તે સળસડાટ ચાલી જઇ સામા કિનારા પર જઈ પહોંચ્યો. મગર પેલો મહેલ તો પહાડ ઉપર હતો અને દોરડાંની મદદ વગર તે ઉપર ચઢી શકાય એમ નહોતું. હવ એ ઉપર વિચાર કરતો હતો, તેટલાંજ પેલી સ્ત્રી આવી અને કહયું "તેં મને જે દોરડાંનો ટુકડો આપ્યો હતો, તે હું તેને આ સ્થળે પાછો આપી દઉં છું" આમ કહી એક દોરડાંનો મોટો કટકો આપ્યો અને તે ચાલી ગઇ. બાદ હવ, તે દોરડાંની મદદથી પહાડ ઉપર ચઢી ગયો ત્યાં જતાં જણાયું કે મહેલને તો તાળુ હતુ હવે કેમ કરવું ? એટલામાં તો પેલીજ સ્ત્રી ઝડપથી તેની આગળ દોડતી આવી અને જે કુંચી તેણે,

તેણીને ભેટ આપી હતી, તે આપીને ચાલી ગઇ. કુંચી વટી ઇવે મહેલ ઉઘાડયો, પરતુ બહાર રખેવાલી કરતાં સિપાઓએ તેને અંદર દાખલ થતાં અટકાવ્યો અને કહયું ઇવ, તારાથી અંદર જવાશે નહિ કેમકે તેં સારાં કામો કીધાં નથી વળી તારા પૈસામાંથી તેં કોઇને દાન કીધુ નથી માટે હમો તને દાખલ કરી શકતા નથી—અને તેટલાં તો પ્રભાત થતાં તેની આંખો ઉઘડી ગઇ અને પોતે જુએ છે તો તે એક ખરો બનાવ નહિં પણ એક સ્વપન, હતો મગર તેજ દિવસથી ઇવ, એટલો બધો સુધરી ગયો કે, પોતાની દોલતનો મોટો ભાગ તેણે ગરીબ ગુરબાંને મદદ આપવામાંજ કાઢયો અને આ રીતે પોતાના બહેસ્તનો માર્ગ તેણે ખુલ્લો કીધો તેજ દિવસથી રોજ પ્રાથના પછી કહેતો કે,—

પ્રભો! તુંજ દ્વારમાં ઉભી જગાવ્યો મેં અહાલેક;
જગતના ચોકની વચ્ચે જગાવ્યો મેં અહાલેક.

નથી લીધી પ્રભો! દીક્ષા, નથી ઓઢી મેં કફની;
નમી તુંજ પાય છુ, ત્હેવો જગાવ્યો મેં અહાલેક

કમંડળ મારૂ ખાલી, ભર્યું તુંજ અક્ષય પાત્ર;
દીઠી ભંડારમાં ભિક્ષા, જગાવ્યો મેં અહાલેક

ઘટા છેટી, પડી નજાતી, ન મુજ નયનો ભેદે;
શ્રવણ તે ભેદશે ત્હારાં, જગાવ્યો મેં અહાલેક.

વિરાજે છે તું દિલ દરીયાવ, અથિ યજમાન અદભુત
આણું શું તો અમી કરણુદે, જગાવ્યો મેં અહાલેક.

ઘડાવી પાવડી જગનાથ, પ્રવૃત્તિ કેટી;—
ચહઢી તે પર જીવન ધપતાં જગાવ્યો મેં અહાલેક.
નહી કાંઇ મળે ત્હો ગ્યે મળ્યું દર્શન સૌભાગ્ય;
મળી સળગી મીટે મીટ, ને જગાવ્યો મેં અહાલેક.

ઉંડી ઝોળી રહી અધુરી જરી તલ ન ભીંજાયું;"
જડયું જીવન જરીક જીવનનું, જગાવ્યો મેં અહાલેક.

માણસોમાં 'શોખ' અને 'મોહ, એ ગુણો બહુ વિચિત્ર છે. એક માણુસ શ્રીમંત હોય અને તે આનંદથી પોતાના દિન નિમગ્ન કરતો હોય પરંતુ પાછળથી તે ગરિબ અવસ્થામાં આવી પડયો, તો તેનાં દુઃખનો પાર રહેતો નથી. અને આપઘાત કરી આત્મ હંત્યા કરવા તઇયાર થાય છે. પરંતુ આત્મ હંત્યાથી શું વળવાનું હતુ? મહાન કવિ શેકસ્પીઅરે "હેમલેટ" નામક એક નાટક લખ્યો છે. તેમાં હેમલેટ પર દુઃખ પડતાં આપઘાત કરવા જાય છે; પરંતુ એ વિચાર તેને ભુલ ભરેલો જણાતાં તેમ કરવા તે આંચકી ખાય છે. અને તેનું કારણ એમ જણાવામાં આવે કે, અપઘાત કરી આ જીવનમાંથી તો આપણે મુકત થયાં પરંતુ મૃત્ય પછી આપણું શુ થશે? એ વિચાર એ આપઘાત કરતાંબી વધારે સીતમકારક છે. એમ કરતાં તો ઉલટું પેનામાંથી ચુલામાં પડયા જેવું શું નહિ થાય? દુઃખ શાથી ઉત્પન્ન થાય છે? ચિંતા અને મોહ અને નાહિમંત આ ત્રણે દુઃખના બીજ છે. સતી સીતા જેવી દુઃખથી નિરાળી નહોતી એ વાત તો તમો રામાંયણમાં વાંચીજ હશે. સતી દરોપતીના દુઃખનું પણ પુછવુંજ શું? પેલા દુષ્ટ દુર્યોધને ભર સભામાં તેણીનાં વસ્ત્ર કાઢી લાજ લુટવા જેવી પણ ઘાટકી મશ્કેરી કરી હતી વળી .હરિચંદ્ર અને નળરાજાને કયાં ભૂલો છો? શોધ કરતાં તો અનેક ઉદાહરણો જડે એમ છે. અને તે ઉપરથી આપણે દુનીઆં જોઇ ડહાપણ શીખવાનું છે. દુનીઆં દુઃખથી ખાલી નથી. તમે એકલાંજ કંઇ નથી. આખી જગત કંઇ ને કંઇ દુઃખથી નિત્ય દુઃખી છે.

(૯) સત્ય–હૃદય પવિત્ર કરે છે.

ઉપર પ્રમાણે ચાલવાથી 'man know thy-self'ની જે શીખવણી વિદ્દવાનો તરફથી આપણને આપવામાં આવી છે, તેને અમલમાં મુકતાં શીખવાય છે. રોજીંદી કોશીષથીજ આ ગુણો ખીલી શકાય છે. એવા પરિપુર્ણ આત્માઓ જોવા કોણ રાજી નહિ હશે? પ્રભુ એવા આત્માના દર્શન પણ કરાવે એ આપણાં ભાગ્યજ સમજવાં.

---

## પ્રકરણ પાંચમું.

### જ્ઞાન પર અક્કલની ઓરતવારી.

Knowledge and wisdom for from being one;
Have oft-times no connection—

W. cowper.

જ્ઞાન એ એક બળવાન શકિત છે. તેનું કારણ આ કે, જ્ઞાન જો તમારી કને હોય તો તમને બીજા ધનની જરૂર પડતી નથી. જ્ઞાનરૂપ શકિત એવી જોરાવર છે કે તે વડે વિક્રાળમાં વિક્રાળ પણ વશ થાય છે. એમજ કહેવાની કે જેના પાસે જ્ઞાન છે તેની પાસે આખી જગતજ છે. પણ જ્ઞાન કેમ મેળવવું? એ એક મોટો પશ્ન છે. કોઇકો એમ માને છે કે, જેમ ઘણાં પુસ્તકો વાંચીએ તેમ જ્ઞાન વધુ મળે, પરંતુ જો કેવળ ખાંડીમણ પુસ્તકો વાંચવાથી જ્ઞાન પ્રાપ્ત થતું હોય તો મહાત્માઓ ગુરૂની શોધમાં ત્યારે શા માટે ફરતા હશે? બળદ ઉપર સાકર લાધી હોય, તોએ એ બિચારાને તેની મિઠાસનો સુગંધ આવતો નથી, ઉલટો એ બિચારો તેનો બોજો ઉંચકતો

કંટાળે છે. તેમ પુસ્તકો મોંએ કરવાથી કાંઇ તત્વજ્ઞાની થઇ શકાતું નથી. શાસ્ત્રોનું સિદ્ધાંત આ છે કે તમે વાંચો વાંચીને વિચાર કરો અને વિચારીને વર્તો. વાંચવું થોડુ અને વિચાર કરવા ઘણા! સમુદ્ર કાંઠે બેસી ઉપર ઉપરથી તપાસીએ તો મોતી કાંઇ હાથ આવતાં નથી, તેમ વળી ઉંડી જમીન ખોદવા સિવાય હીરા મળી આવતાં નથી, એજ રીતે તમે સેંકડો પુસ્તકોના અભયાસ કરો અને ઉપર ટપકેથી વાંચી જાવ એમાં તમારૂં કલ્યાણ નહોતું થવાનું એવા જ્ઞાન માટે ટીકા કરતાં કબીરજી કહે છે કે,--

પોથી પઢપઢ જગ મુવા–પંડીત ભયા ન હોય;
અઢાઇ અક્ષર જ્ઞાનકા–પઢે સો પંડીત હોય.
પઠી ગુની પાઠક ભયે–સમજાયા સબ સંસાર;
આપન તો સમજે નહિ–વૃથા ગયો અવતાર.

ગીતામાં એક સ્થળે કહ્યું છે કે **न गुरु ज्ञान** યાને ગુરૂ વિના જ્ઞાન હોઇ શકેજ નહિ. ગૂરૂ શબ્દમાં 'ગૂ' એટલે અજ્ઞાનપણું અને 'રૂ' એટલે દૂર કરનાર, બગૈર આપણું અજ્ઞાનપણું દુર કરનાર ગુરૂ કહેવાય છે. અને એટલા માટે જ્ઞાન મેળવવા ગુરૂને શોધવો જરૂરી છે. 'ઉપનીષદ' નામક ગ્રંથમાં કહ્યું છે કે ઉઠ! જાગરત થા–મહાપુરૂષોને શોધીકાઢ અને ઇશ્વરી જ્ઞાન મેળવ. પરમાત્માને શોધવા સારૂં ચેલાએ હાથમાં બળતણુ લઇને ખચ્ચીત એક એવા શિક્ષક કિંવા ગુરૂ પાસે જવું જોઇએ કે જે શિક્ષક કુત્તી કાયદાથી પ્રવિણ અને ભગવાન ઉપર ઇતબાર રાખનાર હોય. જે કોઇ સંપૂર્ણ મનની શાંતી સાથે અને પોતાની સર્વે ખાકી ઇચ્છાઓ ઉપર કાબુ રાખીને શિક્ષકની નજીક આવે છે તેને તે બુદ્ધિશાળી શિક્ષક સઘળી સચ્ચાઇથી પવિત્ર જ્ઞાન શીખવે છે. અને જેથી કરીને

શીખનાર જે કાંઇ સંત અને ભીતરમાં અવીનાશી છે તેવુ જ્ઞાન તેને આત્માનું શીખાડે છે."

"New Thought" નામના મેગેઝીનના ૧૯૦૫ ના ઓગસ્ટ માસના અંકમાં એ માટેની એક વીદ્વતા ભરેલી વાત બહાર આવી છે કે, એક દિવસે એક માણસે જરથુસત સાહેબને કહ્યું: મને ડહાપણ શીખવો. પેગામ્બર જરથુસત તેને પોતાના જુપડાંમાં લઇ ગયા અને કહ્યું તારી આગળ આ ચેરાગ છે, તેમાંથી આ બીજો ચેરાગ સળગાવ. તેમ કરવા પેલા માણસે પ્રયત્ન કર્યો, પણ કાંય વલ્યું નહિ. અને જરથુસતે કહ્યું એ સળગતો નથી? કારણ તેલ બદલ પાણી છે. જરથુસત કહે ઠીક, પાણી કાઢી નાખી તેલ નાખી પછી સલગાવ પેલા માણસે તેમ કર્યું છતાંએ દીવો સળગ્યોજ નહી. અને તેથી કંટાળી ગયો. તે જોઇ જરથુસત કહે ભાઇ, તું જોતો નથી કે કાકડો પાણીમાં પલાએલો છે. ચાલ એ સુકવી કાઢ અને પછી સળગાવ. પેલાએ તેમ કર્યું અને દીવો સળગ્યો અને પછી જરથુસ્તે કહયું ભાઇ, હવે તને ડહાપણ શીખવ્યું પણ ડહાપણ શીખનાર માણસને એમાં કાંઇ સમજ ન પડવાથી ખુલાસો માંગ્યો. જરથુસત કહે સાંભળ જે ચેરાગે સળગવા ના પાડયું તે તું પોતે છે. તું જો સીધે માર્ગે ચાલે કીંવા જેમ ચાલવું જોઇએ તેમ ચાલે તો તારામાં જ્ઞાનની રોશની પોતાની મેળે આવશે.' તાત્પર્ય આટલુંજ કે, જ્ઞાન કંઇ પુસ્તકો વાંચવે મળતુ નથી. તમારૂ મન ભમતું હોય અને તમે હજારો પુસ્તકો વાંચો તો તેથી તમને થોડું જ્ઞાન મળવાનું હતુ? શ્રી કૃષ્ણે અર્જુનને બોધ આપતાં કહ્યું છે કે:—

નાસ્તી બુદ્ધિ રયુ ક્તસ્ય ન ચાયુ ક્તસ્ય ભાવના,
ન ચામી વયત; શાંતી રંશાતસ્ય કુત, સુખના

તસ્માધસ્ય મહાવાહો નિગૃહિતાની સર્વશ,
ઇંદ્રિયણી ન્દ્રિયાર્થેભ્યસ્તસ્ઇ પ્રજ્ઞા પ્રતિષ્ઠાતા;
પ્રસાદે સર્વ દુઃખાતાં હાની રસ્યો પજાય તે,
પ્રસન્ન ચેતસો હ્યાશું બુદ્ધિઃ પયવતિ ષ્ઠતે.

અર્થઃ-જેનું મન વશ ન થયું હોય તેને બુદ્ધિ હોતી નથી, અને ભાવના પણ હોતી નથી. જેને ભાવના ન હોય તેને શાંતી હોતી નથી. ત્યારે શાંતી વિના શુખ કયાંથી ? જેણે પોતાની ઇંદ્રિઓને બધી જાતના વિષયોમાંથી ખેંચી લીધી હોય તેની બુદ્ધિ સ્થિર હોય છે અને જેનામાં આનંદ હોય છે તેની બુધ્ધિ પણ સ્થિરજ હોય છે. જો અંતકરણ શુધ્ધ થાય તો સર્વસવ દુઃખ નાશ પામે, અને એવા પાકી અંતકરણવાળાની બુદ્ધિ નિત્ય શાંતજ હોય છે.

જરથોસ્તી મઝહબ પ્રમાણે બે પ્રકારના જ્ઞાન છે. 'આશનીદે ખેરદ અને 'ગઓશશુત્રે ખેરદ' યાને જન્મતાં જ્ઞાન મળે છે તે અને ગુરૂથી જ્ઞાન મેળવીએ છીએ તે। આ બે પ્રકારના જ્ઞાનમાં જન્મતાં સાથ જે જ્ઞાન કુદરતી બક્ષેશ (Natural gift) તરીકે મળે છે એ ઉત્તમ છે કેમકે તે કોઇ પણ કાળે ભુસાઇ જવાનો સંભવ નથી; જ્યારે ગુરૂ કને લીધેલું જ્ઞાન ક્વચિત ઓછી યાદદાસ્તને લીધે ભુલાઇ જવાના ઘણાં સંભવ છે. આપણે ઘણાં માણસોને જન્મતાં સાથજ અગાધ શક્તિ સાથ ઉતરેલાં જોઇએ છીએ. એનું કારણ આ છે કે; આ જન્મે એક જીવ જેટલું જ્ઞાન પ્રાપ્ત કરે, તેટલું જ્ઞાન કાંઇ તેનાં મૃત્ય સાથ મરણ પામતું નથી, પણ પુનર્જન્મે વેળા એ જ્ઞાન કુદરતી બક્ષેશ તરીકે તે જીવો લઇ આવે છે, આંજે આપણે કોઇને તત્વ જ્ઞાનમાં તો કોઇને ગણીત શાસ્ત્રમાં કીંવા કોઇને સંગીતકળામાં કે ભાષાંમાં પ્રવિણ જોઇએ છીએ. એ બધાંના મુળ કારણો ગયે જન્મની તેમની વધતી ઓછી

કોશીષનુંજ પરિણામ છે. નારદ મુનીનું નામતો ઘણુંકોએ સાંભળયું હોશેજ ! આ મહાત્મા ઘણાં વર્ષો અગાઉ એક જબરો લુટારૂ હતો. એક સમયે તે, કોઇક મુસાફરને લુટવાના ઇરાદાથી જંગલમાં પેઠો. અને તેટલામાં શ્રી કૃષ્ણ પરમાત્મા ત્યાં પ્રગટ થયા. અને તેમને જોઇ નારદ, અંગ ઉપર ખંજર સાથ ધસી ગયો. કૃષ્ણ કહેઃ ,મારા પ્રિય બંધુ ! જરા ઉભો રહે. હું તને થોડોક ઉપદેશ આપુ પછી તું મને જીવથી લેજે હું તને તારા ખરાબ દોષ માટે હું તને ઠપકો આપતો નથી. કેમકે દુનીઆંની કીસ્તી આજ કંઇ હજારો વર્ષ થયાં નેકી અને બદી રૂપી પાણી ઉપર તરતી રહી છે. તેનાં હલેસાં ઇનશાન જાતિની નિતીનાં બનેલાં હોઇ તેનો સુકાંની ખુદ તે મહાન હરિજ છે. કીસ્તીમાં બેઠેલા ઇનશાંનો પ્રત્યે ખરાબ શકિત રૂપી મોજાં પોતાનો જોર અજમાવ્યાંજ કરે છે. અને હરેક રીતે પોતાના પંજામાં લઇને મનુષ્યને સત્યાનાશીના ગારમાં ગરક કરી દેવા હરપળે પોતાનું ડાંચુ ખુલ્લુંજ રાખે છે. તે કીસ્તીમાં બે પ્રકારની રીતી ધરાવનારા મનુષ્યો સાથે સાથેજ મુસાફરી કરતાં હોઇ સુકાંનીને બદી કરનારા ઇનશાંનો પર હજાર ઘણો કોપ અને કહેર છુટવા છતે નેકીથી ચાલનારા ઇનશાંનોની સલામતી ખાતર પોતાની કીસ્તીને હરદમ તરતી રાખી હજારો આફતોને દુર કરી પાપી શકિતનું મોં કાળું કરે છે; પણ જયારે કીસ્તીમાં વસનારા બુરા લોકો પોતાન પિતા જેવા ભગવાનની હજારો ચેતવણી છતાં પોતાના ધર્મથી ઉલટા ચાલી, દુષ્ટ કર્મ કરી ધર્મગુરૂનાં ઉમદા શિક્ષણનું ઉલ્લઘન કરે છે, ત્યારે તે લોકોને ફકત સુધારવાનેજ સારૂં ખુદ સુકાંની તેવાં માનવી ઉપર દુઃખ અને આફત બુરી શકિત તરફથી આવવાજ દીએ છે, ત્યારે પાપી માણસો પોતાની કૃતા, અને પાપી ઇચ્છાને માટે પોંતાનેજ પોતે

દોષ દેવાને બદલે કીર્તારને બદનામ કરે છે. પણ તે લોકો ભુલી જાય છે કે, શિક્ષા વિના પાપની મુકિત સિવાય દેહનો મોક્ષ થતો નથી. માટે હે બંધુ! તું પણ શા માટે હાથે કરી કર્મ, બનાવે છે.? શું તું એમ વળી માને છે કે તારી લુટમાંથી ખાતાં તારાં સગાં સબંધીઓ તારાં આ પાપી કાર્યમાં મૃત્ય પછી ભાગ લઇ શકશે? કડવા બીજ રોપી મીઠાં ફળની આશાજ કેમ રાખી શકાય? શેખ સ્યાદીએ કહયું છે કેઃ—

હરાં કે તોખ્મે બદી કેશ્તો ચશ્મે નીકી દશત;
હે માગે બીહુદેહ પોખ્તો ખ્યાલે બાતેલ બસ્ત.

સ્યાદી આપણને શીખવે છે કે, જે કોઇ બદીના બીજ વાવીને નેકીનાં ફળ ખાવાની ઉમીદ ઉપર નજર રાખે, તે ધણી પોતાનાં ઠેકાણાં વગરની અકકલથી બેહુદાં મગજને કસીને જુઠ્ઠો વિચાર બાંધે છે. શ્રી કૃષ્ણનું આવું ગંભીર બોલવું સાંભળી નારદ બોલ્યોઃ અરે, તું મુર્ખ છે કે કેમ? વળી એમ પણ હશે કે, જે માણુસ મારી લુંટમાંથી ભાગ લે, તે મારી શિક્ષામાં ભાગ ન લઇ શકે? શ્રી કૃષ્ણ કહેઃ હા, બાપુ એમજ છે જા—ગમે તો તારાં સ્નેહીને પૂછી આવ હું અહિંજ આ ઉભેલો છું અર્ધા એક કલાક.પછી નારદ હાંફતો હાંફતો પાછો આવ્યો અને કહ્યું; ભલા મિત્ર! તારૂ બોલવું રાસ્ત છે. ખરેજ, દુનીઆ દગાનું નામ છે. અને સગાં સ્નેહી નકામા છે. એ લોક મારી શિક્ષામાં ભાગ લેવા ના કહે છે. અને તેથી હવે મને મોટો સંતાપ થાય છે કે હવે મારૂં શું? અરે—કંઇ કૃપા કરી માર્ગ બતાવો? શ્રી કૃષ્ણે તેને છાતીસે ચાંપી કહ્યુ. "હું ખાત્રીથી માનુ છુ કે હવે તારાં અંતકરણે તારાં પાપનો પૂર્ણ પસ્તાવો કર્યો છે. અને તેથી હું તને ફરી કહુંછુ કે આ જગતમાં, જીદંગી તો સર્વે પ્રાણીઓ ભોગવે છે. જનાવરો અને જંગુલી હેવાનો પણ જીવે છે; પરંતુ આપણ ઇનશાંનોએ

તાની જીંદગીને ઘણીજ ચઢીઆતી બનાવવી જોઇએ. આપ-
ને પેદા કરનાર પરમેશ્વરની સેત્ર સત્તા સ્વિકારી તેનાં ઘર પૂર્ણ
ક્ષ્મા રાખવી એ એક અકકલવાન માણસનું કામ છે. ઇશ્વર
તિની આપણી સાચ્ચા અંતકરણથી શ્રધ્ધા હંમેશાં સુખ-
:ખમાં મોટા દિલાસો રૂપ થઇ પડે છે. જરાએ દુઃખ કીંચીંત
ાક્ત આવવે હાય–અફ્સોસ કરી હરિના ન્યાય સાંમે બંડ
ઠાવવું એ ઇનશાંન જાતિને લાંજમ નથીજ! દુઃખ અને
શકેલી આપણા કલ્યાંણુ માટેજ છે. દુઃખ વિના સુખ કેમ
માવી શકે વારૂં? તું હવે ગાભરૂ શા માટે બને છે? સુખ-
:ખનું ચક્ર તો દુનીઆના આરંભથીજ ફરતું આવ્યુ છે.
ાટે હવે ચુપચુપ શુકૃત્યો કર! એજ તારા માટે હવે બાકી
છે" કેમકે,—

કર્યું એટલું ભોગવવું, જીવડા તને પડશે;
સર્પ થઇને કર્મ તારૂ, તને અંતે આવી નડશે.
ભયથી મુક્ત થવા, તેના પાતાલમાં ઘુમાશે,
તોપણ તે પાછલ આવી, તારી મુંડી મરડશે.
તેનાં હળાહળ વિષનું, તને પાન કરવું પડશે;
કર્યું તેવુ જીવડા, તને નકકી ભોગવવું પડશે.

નારદ રોઇ પડી બોલ્યોઃ અરે પરમાત્મા! ત્યારે શું હું
મારા પાપમાંથી મુક્ત થઇ શકીશ નહિ? શ્રી કૃષ્ણ કહે
સાંભળઃ હું તને કહું છું કે આ વનમાંજ ઉભો રહી 'મારા'
શબ્દની તપ કર્યા કરઃ સૌ સાંરૂ થશે. એમ કહી શ્રી કૃષ્ણ
અદ્રશ્ય થઇ ગયા. પછીની સ્થિતિ માટે નારદ સાંરૂ શાસ્ત્રો
કહે છે કે, 'મારા શબ્દ પરથી નારદ જ્યારે 'રામ' શબ્દ પર
આવ્યો ત્યારે તે ઘણાં વર્ષે તપમાંથી જાગ્રુત થયો. અને ત્યારે
તેણે પોતાને મહાત્મા બનેલો જોયો. તેણે ત્યાર પછી ઘણું

પુસ્તકો પણ લખ્યાં છે. આ રીતે ભુંડાઇ સાથ ભલાઇ કરી શ્રી કૃષ્ણ પરમાત્માએ બતાવી આપ્યું છે કે,

"The evil doer speedily proves that his evil produces misery, the good man demonstrates that his goodness results in happiness."

હાથીને કબજે રાખવા જેમ અંકુશ ઘોડાને લગામ અને બળદને નાથ જોઇએ છે તેમ જ્ઞાનરૂપી શક્તિને કબજે રાખવાનું કાંઇ પણ સાધન તો જોઇએજ! દર્યો ખેડવામાં પવનની શક્તિ વહાંણને ઉપયોગી થાય છે, પરંતુ જો તેમાં નીરૂમ ન હોય કીંવા દીશા ફેરવવા માટેનું હોકાયંત્ર ન હોય તો સુકાંન તેને, ઉંધું વાળે છે. કીંવા ગમે ત્યાં ધસડી લઇ જાય છે, એજ રીતે જ્ઞાનની શક્તિને કબજે રાખવાનું કે ખરે રસ્તે દોરવવાનું સાંધન ન હોય તો માણસને તે એ કેદ બનાવી તેની પાસે ગમે તેવાં કાર્યો કરાવે કે તેને અવળે માર્ગે ચઢાવી દે. જ્ઞાન સંપાદન કરી તેનો સદ્ઉપયોગ કરવા વિચાર શુધ્ધ અને દ્રઢતા જોઇએ. કેમકે જ્ઞાન ખરે રસ્તે દોરાય છે કે, કેમ તેનો વિચાર કરવો એજ જ્ઞાન કહેવાય છે. વળી જયાં જયાં સુવાખ્યાનો થતાં હોય, જ્યાં સારા લેખો વંચાવામાં આવતા હોય, જે કોઇ તમને ઉપદેશ આપી શકતાં હોય તેની સંગત અવશ્ય તમે કરજો, તેથી તમને સાચ્ચા જ્ઞાનનો લ્હાવો જરૂરજ મળશે. સારાં પુસ્તકોની મિત્રાચારી હંમેશ રાખજો, તમારા એકાંતવાસ દરમ્યાન પણ એ મિત્ર તમારી કીંમતી સેવા કરશે. જગતમાં પ્રત્યેક વસ્તુ કે પ્રાણીને એકબીજા સાથે વધતું ઓછું આકર્ષણ છે. જેના બળે, તે વસ્તુ કે પ્રાણીને એકબીજાનો ટેકો રહે છે. આપણા આ બાબદમાં જીંદગીને,

યાનેઃ-તે ચાર જાતનાં દુઃખીઃ જીજ્ઞાસુ, તલબગાર અને જ્ઞાનીમાંનો જ્ઞાની એક (ઈશ્વર) ઉપર સ્થિરતા અને ભક્તિથી ફીદા થએલો સર્વોત્તમ છે. હું (શ્રી કૃષ્ણ, વિષ્ણુ) તે જ્ઞાની મહાત્માંને અતિ પ્રિય છું, અને તે મને પ્રિય છે. એ ચારે જાતના જ્ઞાનો સર્વે અમીરી ખવાસના છે; પણ તેમાથી ખરા જ્ઞાનીને તો મારા પોતા જેવોજ સમૂજવો; કેમકે મકકમ મનનો રહીને તેમને એકલાને શ્રેષ્ટ આદર્શ તરીકે લેખે છે. ઘણાંક જન્મો કેડે તે જ્ઞાની મને પહોંચે છે; અને માને છે કે હુંજ 'વાસુદેવ' (સર્વ વ્યાપક) છું અને તેજ ખરો મહાત્મા છે.

દુનીઆ માણસને શીખવાની ઘણીજ નાવન કળા છે; જે બધી વિધાઓ તો એક મનુષ્ય સંપાદન કરતાં આઘો રહયો, પરંતુ તેના નામ વટીક લોકોની જાણ બહાર છે. જેના નાંમો "મુંકતા" નામક એક પ્રસિદ્ધ ગ્રંથમાંથી મળી શકશે.

આજે આપણે જ્ઞાનને લીધે નવિન નવિન કળાઓ દુનીઆમાં જોઇએ છીએ. દુનીઆના ઇતીહાસમાં જુલીયસ સીઝર, નેપોલ્યન બોનોપાર્ટ, તેમજ શેકશપીયર અને મીલટન સરીખા મહાજ્ઞાની અને અસાધારણ બુધ્ધિના વિરો ફકત આંગળી ઉપર ગણાય એટલાજ છે. એમ છતે આજેબી કોઇકો વિદ્યા હુન્નરમાં અતી ઝડપી પગલે ઘણીજ નાની વયમાં કુશળતા મેળવે છે, કોઇ રાજકૃત્ય કામોમાં, અને કોઇ લશકરી કળામાં નવાઇ સરીખી ચાતુરી દેખાડે છે. જેમ કવિઓ જન્મથીજ કવિત્વ લઇને જન્મે છે. ચંચળ બુદ્ધિના થોડાક નરો પોતાના મનના બળથી આં ધર્તીને દીપાવી કીંવા નામોશી લગાડી ગયા છે, તેઓ સર્વની ઉત્પન્નતિ ચોકસ કરની કાયદાથી થઇ હતી; યાને બીજા શબ્દોમાં જો કહીએ તો અસાધારણ મનબળના માણસો વગર નિયમે અને જ્યાં ત્યાં ઉગી નીકળે છે એમ નથી; તેઓ ચોકકસ કાયદા અને કારણોનાં પરિણામ છે; ચોકકસ સંજોગો સાથે થવાથી તેમની ઉત્પન્નતિને કુદરતી ટેકો મળે છે.

સદ્ગુણી શુધ્ધ જીવન માણસોના કયા ગુણો ઉપર આધાર રાખે છે. એ જાણવાને પ્રત્યેક મનુષ્યે, દરેક સારાં હૃદયના માણસો ઘણી મોટી ઇચ્છા ધરાવે છે. એના બાબમાં વિચાર કરતાં વિદ્વાનો એવાં અનુમાંન ઉપર આવી શકે છે કે, ખરૂં-ખોટું પીછાનવાની અક્કલ અને સારી મન શક્તિ સંસારમાં આપણને સારે માર્ગે ચલાવવા પુરતાં છે. કોઇપણ વિચારવંત માણસની ખાત્રી થાય કે; સર્વ પ્રકારના દુષ્ટ કામો મુર્ખાઇના પરીણામ છે. અને જે કર્મોથી આખા મનુષ્ય મંડળનું બુરૂ થતું હોય, તેથી પ્રત્યેક મનુષ્યનું પણ બુરૂં થવુંજ જોઇએ. તો તે ખચ્ચીતજ બુરા માર્ગથી દૂર રહી શકે! અજ્ઞાનતા એ તો મોટામાં મોટું દુઃખ છે. એ દુઃખનો જો માણસો પુરતો અભ્યાસ કરે તો, જાણી શકશે કે, જીંદગી ભોગવવાના ખરા ફાયદા અને ભાવાર્થો સ્વાર્થ કીંવા નિંદામાં નથી. મનુષ્યની જીંદગી ઘણીજ કીંમતી છે; પણ એ કીંમતી જીંદગી ઘણાંજ ટુંક વખત માટે હોઇ શું આપણને જ્ઞાની, હૈયાતી દરમ્યાંન નહિ બનવું ? મનુસ્ય માત્રના સુધારાનો સઉથી ઉ-તમ અને અસરકારક માર્ગ મહાત્માઓના જણાવવા મુજબ, ઇશ્વરે જે જીંદગી આપણને આપી છે તેનો ખરો હેતુ અને ખરા ફાય-દાની કેળવણી માણસ જાતિને આપી સુખ અને શાંતી, ફક્ત સત્ય માર્ગે ચાલવાથીજ મેળવાય છે. એ બતાવી આપવું, પણ કમનસીબે એવું જ્ઞાન બધાજ સમજી શકતા નથી, જ્યાં સુધી મનની મલિનતામાં વસેલા વિકારો હૃદયમાંથી નાબુદ થાય નહિ ત્યાં તુલીક સારા ઉપદેશો પણ મનુષ્યોની ગણત્રીમાં આવી શકતા નથી. અપવાદ તરીકે એક કંજુસનો દૃષ્ટાંત લઇએ. તેને પૈસા સંગ્રહ કરવાની મુર્ખાઇ વિષે ગમે એટલી વાતો કર્યે, તેમાં સુખ નથી એ બતાવી આપ્યે, ઉદાર જીંદગી કેવી સુખી અને નિર્મળ છે તેનું ખંડન કરી બતાવીએ, તોપણ તમારા

ઉપદેશની તેનામા લેશભાર પણ અસર થશે નહિ. એ ઉલટો તમને હસશે–ગાંડાંમાં ખપાવશે. જે જ્ઞાન તેનાં ભેજાંમાં તમે ઉતારવા માગોછો તે ભલુ' તેટલુ' સત્ય છે એ બધુ' ખરૂ' પણ તે ગ્રહણ કરવા જેટલી તેવાં માણુસોમાં શકિતજ નથી–હોતી તમને ઉત્તર આપવા જેટલીબી તેનામાં જ્ઞાન નથી છતે તે સામાંનુ સમજી શકતોજ નથી. કેમકે તેનું વ્યસન તેનામાં એટલી હદ સુધી જડ ઘાલી 'બેઠું' હોય છે કે, પૈસા મેળવવાની ખુમારીમાં તે પોતાની શુધ્ધિ ઠેકાણે રાખી શકતોજ નથી, એજ રીતે ગુસ્સાવાળા માણુસની પણ સ્થિતિ છે. ઘણીવાર માણુસો પોતાના ગમે એવા વિચાર ઉપર મજબુતાઇથી વળગી રહે છે તેનાં કારણો આજ છે કે તેમની ઇચ્છા તે બાબદો ઉપર એટલી દૃઢ થઇ ગઇ હોય છે કે, સાંમાંની તકરાર તે સમજી શકતોજ નથી.

મનુષ્ય, અને તેને કુદ્રતે બક્ષેલી ભિન્ન ભિન્ન પ્રકારની અદ્ભુત શકિતઓનો અભ્યાસ આપણે જેમ જેમ કરતાં જઇએ છીએ; તેમ તેમ આપણામાં એકપણાંની ખાત્રી થાય છે. જેમ શરીરના જુદા જુદા સર્વ અવયવો આપણાં જીવનનાં ટેકા માટે જરૂરી છે અને તેઓ સારા હોઇ બધા ભાગ સાથ મળી કાર્ય શરીરમાં કરે છે, એજ રીતે માણુસનાં ભેંજા અને હૃદયની જુદી/જુદી શકિતઓ જ્યારે એકમેકના સંબંધમાં આવે છે અને કાર્ય કરે છે ત્યારેજ મનુષ્ય રીત-તેની ખરી પંકિત ઉપર આવે છે તકરાર, વિચાર અને કલ્પના કરવાની શકિત જે ભેંજામાં છે એ સ્વતંત્ર રીતે કામ કરી શકિત નથી. હૃદયના વિકાર અને જુસ્સા તેમજ લાગણી-ઓનું બળ ભેજાંના કામ માટે મોટો અટકાવ કરવાને સામર્થ-વાન છે. અને તેથી હૃદય તેમજ મન બંન્નેને સાથે કેળવવાં જોઇએ કે જેથી ગમે એ વેળા બંન્ને પર કાબુ રાખી શકાય.

દુનીઆમાં ખરૂં શું અને ખોટું શો છે એ ફક્ત મન શકિત-થીજ સમજાતું નથી પણ વિચાર શકિતને ખીલવી, અકકલને બહોલી હદમાં વધારીનેજ જીવવામાં, મનુષ્ય જન્મનો હેતુ સમાએલો છે. એ વિષે વચુમાં કવિ બ્રાઉનીંગનાજ જો શબ્દો માં કહું તો—

There are many things I could relate,
But fearing to be rude,
I will not tax your patience,
But briefly will conclude,
With this advise, Just "act upright,
And no deception try;
Whate'er you go' do openly.
And not upon tne sly"

વીવીના પરગણામાં ડીવાડ નામનો એક ચૌદ વર્ષનો છોકરો હતો. શરીરે તે મજબુત હતો, પણ તેના તંતુઓ બહુ નાજુક હતા. તેની જ્ઞાનઈંદ્રીઓ બહુ સારી અને તેજદાર હતી પણ લાગણી બહુજ ત્રીવ હતી. અને તેથી જરા જેવી ચીજની તેની બહુ અસર થતી, સહેજ કારણો સર તે કલાકો સુધી હસ્યા કરતો, અને કોઈવાર વિના કારણે રો'યાજ કરતો. ઘણી-વાર તે નિંદ્રામાં જાગૃત વસ્થા પેઠે કામ કરતો. અને દિવસે તે બધું જે થતું તે, એ યાદ રાખી શકતો: એક વેળા તે રાત્રે ઉંઘમાં અને ઉંઘમાં ઉઠીને વસ્ત્ર બદલવા સારૂ ગયો. અજમાએશ ખાતર બીજાઓએ બીજાં થોડાંક કપડાં તેના કપડાં સાથ ભેળી નાખ્યાં, જેમાંથી તેણે પોતાનાં વસ્ત્ર જુદાં ઉંઘમાંજ કાઢી લીધાં એ વતરોગે તે ઉંઘમાં લખી પણ શકતો. એ છોકરા માટે મોટા ડોકટરોનું એક ખાસ કમીશન નેમાયું હતુ, જે લોકે તેની હીલચાલ તપાસી એવા વિચાર ઉપર આવ્યા કે,

એ છોકરાની ઇંદ્રીઓ, તેની કલ્પનાને તાબે હતી, અને કલ્પનાની ઉપર જે ચીજનો છાપ પડતો તે ચીજ પાછળ સઘળી ઇંદ્રીઓ, રોકાતી હતી, વળી આંખ વિંચેલી છતાં જવાન ડિવાડ લખી શકતો હતો તે કેમ હશે, એમ આપણને લાગેછે. એ માટે વિદવાનો કહે છે કે જે કાગજ ઉપર ડીવાડ લખવાનો હતો, તેનો છાપ અગાઉથી ગુપ્ત રીતે તેની કલ્પના તેપર પડી રહેતો અને જે અક્ષરો તે લખવા માગતો, તે પણ એજ રીતે ચિતરાઇ રહેતા. ડીવાડના દાખલાથી આપણી ખાત્રી થાય છે કે, ડીવાડે પોતે મન ઉપર કાબુ રાખી પોતાની ઇંદ્રીઓને એવી કેળવી હતી કે જેથી તે, ગમે એ કામ ઇદ્રીઓ કને કરાવી શકતો.

જવાન ડિવાડની અદભુત શક્તિથી આપણને લાગેછે કે એનામાં એવી શક્તિ કેમ આવી હશે! આ સવાલના પેટામાં પુન જન્મની બાબદ સમાએલી છે. હંમેશાં યાદ રાખવું કે જ્ઞાન કંઇ પુસતકો વાંચવાથીજ પ્રાપ્ત થતુ નથી, આજે તમો જેટલું જ્ઞાન પ્રાપ્ત કરો, તેટલું જ્ઞાન તમારૂં આવતા જન્મે પણ રહે છેજ! તવારીખોમાં તો માતાના ગર્ભમાંજ શિક્ષક લઇ જન્મ પામેલા માણસોના દાખલાઓ નોંધાએલા છે, ફ્રાંન્સના શેહનશાહ નેપોલ્યન બોનાપાર્ટની હુશીઆરી બાહોશી અને મન શક્તિ ચોમેર વખણાએલી છે, તેનો બાપ મજબુત બાંધાનો અને તેજી શક્તિનો હતો, તે હેટીન્યા નામક કુળની સ્ત્રી સાથ વિહવાના પવિત્ર ગાંઠથી જોડાયો હતો, તેણીને નેપોલ્યનની વખતે ગર્ભ રહયા ત્યારે ફ્રાંન્સમાં મોટા બખેડા જાગતા હોઇ નેપોલ્યનના બાપની વિરુદ્ધ પક્ષવાળાઓનું બહુ જોર ચાલ્યુ હતું, તે વેળાએ તેની સ્ત્રી બહાદુરીથી ઘોડાસ્વાર થઇને ભટકતી હતી, તેણી ઘણી હિમતવાન અને દઢ મન વાળી હતી, અને તેથી જ્યારે તેણીને પેટે જન્મેલો બેટો બહાદુરજ નિકળ્યો —— ઝના

પુત્ર શુકદેવજી પોતાની માતૃના ગર્ભમાં હતા, ત્યારથીજ વેદ ભણેલા હતા, તેમણે પરિક્ષીત રાજાને માત્ર સાત દિવસમાં શ્રીમંત ભાગવદની કથા સંભળાવી મોક્ષને પમાડયા હતા. આ ઉપરથી શું, ત્યારે "હિન્દ દાદા" ફીરોઝશાહ મહેતા, ગોખલે અને પામર્સ્ટન પીટ જેવા મહાન નરોએ નાંમાકીત બનવાની કોઈ કાળે દઢ ભવિનાજ કરી હશે; " Lauas ofhigher life નામની અભ્યાસ કરવા લાયક ચોપડીમાં ડો. એની બીઝાંટ કહેછે કે,—

Whenever a person comes within our circle of life, let us look to it that he leaves that circle a better man, the better for his contact with us. When an ignorant per son comes and we knowledge, let him leave us a better in formed man. When a sorrowful person comes to us, let him leave us a little less sorroful for our having shared the sorrow with him. When a helpless person eomes and we are strong, let him leave us strengthened by our strength and not humiliated by our pride. Everywhere let us be tender and patient, gentle and helpful with all. Do not let us in our daily paths be harsh, so as to confuse, bewilder and perplex others. There is enough of sorrow in the world Let the spiritual man be a source of comfort and of peace, let him be as a light in the world,

વાંચકો તરફથી સંખ્યાબંધ અરજીઓ આવી કે એને કાંઇ પેન્શન આપી આ ધાટકી નોકરીમાંથી મુકત કરવો પણ ઉત્તરમાં પ્રીન્સે જાહેર કર્યું કે "મારમીનટેલ જેવા એક કવિ અને તવારીખ નવેશને મારા હાઠ હેઠળ સારજંટ તરીકે જોવાની મગરૂરી લેવાને મને પોતાને મોટું માન છે. દુનીઆમાં એવો એક વિદ્વાન સિપાહ કોઇજ લશ્કર ધરાવતું નથી અને એકલોજ ધરાવું છું. અને તેથી બાપડો મારમોનટેલ વિદ્યા છતે હાડમારી તો ભોગવતોજ રહયો. પણ શેખશ્યાદીએ વાજબી કહ્યું છે કે—

બોરંદ અઝ જેહાંન બા ખુદ અસહાબે રાઇ;
ફરમાએ માનદ બહસરત બજાઇ.
ઝર વ નેઅમત અકનુન બેદેહ—કાને તોસ્ટ;
કે બાદ અઝ તો બીરૂન જ ફરમાંને તોસ્ત.
બ દુનીઆં તવાની કે અકબી ખરી.
બખર જાંને મન-વરનેહ હસરત ખુરી.

પ્રવિત્ર જીવન ગાળવા ગ્રંથો એક ખરા ભોમીઆ રૂપ છે. તેઓ આપણી હ્રદય મટીની સાથે ગુંટાઇ જાય છે.; જ્યારે કવિતાઓ આપણા શરીરમાં ફરતા લોહીના પ્રવાહની સાથે મળી જાય છે. યુવાનવસ્થામાં આપણે જે કંઇ વાંચીએ છીએ, તેનું આપણે વૃધ્ધાવસ્થામાં સ્મરણ કર્યે છીએ. બીજાં ઉપર શું શું વીત્યું છે; તે વાંચીને આપણા જીવનની હદ આપણે બાંધીએ છીએ. જે માણસો નિત્ય ઉમદા વિચારોની સોબતમાં જીવેછે, તેઓ કદીપણ એકલાં છે એમ નહિ માનવું. રૂડા ને સત્ય વિચારો આપણને દુર્ગુણના ફાંદાંમાં જતાં, અટકાવે છે. બુઢ્ઢો પ્યુરીટનં બાક્સ્ટરનું જ્યારે મોત નજીક આવેલું માન્યું, ત્યારે તે, આ અવનિમાંથી હવે કંઇ કંઇ સુંદર ચીજો છોડી જવી પડશે તેની તે ગણત્રી કરવા બેઠો. "અહાહું જ્યારે મરણ

પામીશ ત્યારે મારી ઇંદ્રિય વિષયની વસ્તુઓ છોડવી પડશે, એટલુંજ નહિ પણ અભ્યાસના આનંદને અને જ્ઞાનના અમ્મર સુખને તેમજ વળી ઘણાં ડાહ્યા દેવતાઇ પુરૂષોના સમાગમમાંથી મને જવું પડશે. મને જો આ દુનીઆમાં રહેવા માટે કોઇપણ લલચાવતું હોય તો તે ફક્ત મારાં પુસ્તકોજ છે!" તમારી આ અદના લેખિકાનો પણ દ્રષ્ટાંત અત્રે લખવો ફોકટ જશે નહિ. સાત વર્ષની વાત ઉપર મારી સ્થિતિ એક ગધેડાં જેવા વધારે હતી. ફક્ત ખાવું-પીવું અને મઝા મારવી. પણ જે દિવસે "મરણ પછી માણસની હાલત" નામક પ્રસિદ્ધ ગ્રંથ મારા વાંચવામાં આવ્યો તેજ દિવસથી મારી જીંદગી બદલાવા લાગી. અને પરિણામમાં આજે સાહિત્યની એક ચુસ્ત પુજારી બની છું- હું ખાત્રીથી માનું છું કે અજ્ઞાની હૃદયો માટે ગ્રંથો ખચ્ચીતજ ગુરૂ જેવા છે. મુર નામનાં કવિએ સત્ય કહ્યું છે કે,

The men who are tortured beyond mortal endurance by nature for their sin and ignorance can he uplited and consaled and made fure by importing them know ledge through good books.

---

## પ્રકરણ છઠું.

## મનુષ્યની મિથ્યા મોટાઇ.



We know that we must dic,
O! then, how strange,
That he whose life is but a passing day,
Should live regardless of his last great change

All earthly bright ness soon must fade woay
All earthly things are hasting to decay,
And man possessed of an immortal soue,
Lines to exalt his perishing mortal clay,
Nor listens to the never-ceasing toll
Of hours he may regrct while ceaseless
ages roll.

Bacon.

પ્રત્યેક મનુષ્ય એકજ ઇશ્વરના પેદા કરેલાં પ્રાણી છે. કેવળ એકજ વૃક્ષના ફાંટાઓ અને પાંદડાંઓ છે. સઘળી વર્ણ ઇશ્વરની ચક્ષુએ સરખી છે, છતાંએ ઇનસાન એકબીજાં પ્રતિ કુસંપી દાખવે એનો પ્રયોજનજ શો; ઇશ્વર સૌથી શ્રેષ્ઠ-તેથી અધિક કોણ છે! એક માતૂ જેમ પોતાના બાલુંડાંને તેનાં પ્રેમ તળે ઉધારે છે; તેજ રીતે ઇશ્વર આખી જગતૂને પોતાના પ્રેમમાં સમાવી જીવાડે છે; તો મનુષ્યને તેનાં બીજાં ભાઇબંધ સાથે કુસંપ કરવાનો હકજ શો છે; કુદ્રતના નિયમથી એ ઉલટું છે. ઇશ્વર એક છે, તેમ તેનો કાયદો પણ આખી જગત માટે એકજ અને અચળ છે. તો પછી અવનિમાં એક બીજાંને ભિન્ન ભિન્ન ગણવાનું કારણજ શું? મનુષ્યોના આજનાં અવતારો કાંઇ એકજ વારનાં નથી અનેક જન્મો આપણે લીધા છે અને હજી કેટલા લઇશું એ આપણ જાણતાં નથી આ જન્મે આપણે જે જાત કે પ્રજા કે માણસને ધિક્કારી શું; તે તે વર્ણ અને પ્રજામાં આપણે નવો જન્મ ધારણ કરીશું. શું તમે જાણતાં નથી કે—

સૌ ફરંજદ ખુદાના છે, સૌમાં નુર ખુદાનું છે;
પારસી હો, હિંદુ યા મુસલીમ, સૌ કુદ્રત ખુદાની છે.

પઢો વેદ યા કુરાન, અવસ્તા, બાઇબલ કે ઇનજલ ;
સૌમાં તેજ છે સરખું સૌ કુદ્રત તો ખુદાની છે.
જપો મુખ રામ કે રહેમાન, અગર કાઇસ્ટ યા જરથુસ્ત;
જુદાં છે એ નામો તોપણુ સૌ કુદ્રત ખુદાની છે.
પ્રભુ છે અગીયારી કે કાબા, તેમ મંદિર ને મસિદમાં;
હરિ હકતાલા અમૃત એ સૌ કુદરત ખુદાની છે.

મનુષ્ય આ જગતમાં પોતાના મનના ફાંટાને વશ થઇ, ગમે એ પ્રમાણે વર્તે પરંતુ તેથી કાંઇ ઇશ્વરની માયા, કીંવા તેની બક્ષેશ તેનાં પરથી કોઇક રીતે કમી થતી નથી. પ્રભુ તો પ્રેમ અને દયાનો ભંડાર છે તેના પ્રેમ અને દયામાં ભલાં અને ભુડા સર્વે મનુષ્યો ચંપાએલાં છે. પછી ભલે ઇનશાન પોતાના જર અને માનથી પોતાને શ્રેષ્ઠ માને; પણુ તે માનવ જાતિની એક મિથ્યા મોટાઇ છે. એથી કંઇ હરિની મહેર નિર્ધનો પરથી ઉતરવાની નથી ;તેમ કાંઇ વધવાનીબી નથી. પણુ સમદષ્ટિએ જે તેમને વધુ ચાહય છે તેને તે પ્રિય છે. એ લક્ષમાં લેવું. ઇશ્વર આપણુા ઉપર કેટલો બધો કૃપાળુ છે; અને તેનો સાક્ષાત જીવતો અપવાદ તો આજ છે કે, તેણે પેદા કરેલી હરેક વસ્તુ ઉમદા દિલે જગતને વાપરવા આપી દીધી છે; જ્યારે આપણી સ્થિતિ તો સ્વાર્થીજ છે. મનુષ્યનું મન તકલીદી હોઇ ક્ષણિક પળમાં કાંઇ અને કાંઇ મજીવી બાબદમાં તેને ઓછુ પડી જાય છે; અને આ રીતે જ્યારે મન રાજા ઉશકેરાઇ જાય છે, ત્યારે શરીર માંહેલી ગુપ્ત લાગણીઓ માંહો-માંહે પરસ્પર અસહકાર કરી ટંટો ફિસાદ જગાડે છે, એકાદ મનુષ્ય કને કરોડ રૂપીઓ હોય તો તેની ગણુત્રી તે પરમેશ્વરથી પણુ અધિકજ માને છે. ન્યાય ખાતર પૈસાને શ્રેષ્ઠ ઘડી પળ માની શકીએ, મગર અત્રે માની લ્યો કે આપણા પિતાશ્રી પ્રભુએ જે અગણિત ચીજો આપણા સુખાર્થે બનાવી છે કે

જેનાં વિના આપણને એક સેંકડ પણ ચાલી ન શકે તે હરેક ચીજો જો મુફ્ત બદલ તેણે પૈસાથી રાખી હોત તો આપણી સ્થિતિ કેવી દયાજનક થઇ પડત? માટે જાણ કે,

અએ બેરાદર ચો આકેબત ખાકસત;
ખાક શવ પીશ અંજા કે ખાક શવી.

ઉપલા શબ્દોને મળતા બીજા શબ્દો આ છે કે, "From dust thou art and to dust thou shalt return" યાને માટીમાંથી તું પેદા થયો છે અને અંતે માટીમાંજ તું ભળી જવાનો છે. જીવનનો આ મુદ્રાલેખ આપણી ટુંક હૈયાતીમાં ભુલી જવો જોઇતો નથી ખરૂં છે કે મનુષ્યની કિંમત પૈસાથી આજ અંકાય છે ખરી (!) પણ તે કાંઇ તેથી અભંગ રહેવાનો નથી. મનુષ્યની કિંમત ઉંચતા અને નિંચતા, તેમ પૈસાથી નહિ તેમ શ્રીમંત વર્ગમાં જન્મ લેવાથી નહિ પણ કર્મ અને ગુણોથીજ આંકી શકાય છે. એકાદ મનુષ્ય ઉંચ ખાંનદાનમાં જન્મયો હોય, ભલે તે ગરિબ હોય, પરંતુ જો તે સારા ગુણોમાં શ્રેષ્ઠ હોય, તો એક શ્રીમંત કરતાં તેવાં મનુષ્યો જ્યાદે પુજવા અને માન લાયક છે. પહેલા સર જમશેદજી જીજીભાઇ એક ગરીબ માબાપને પેટે અવતર્યાં હતા. બાટલી વેચી તેવણ પોતાનું આજીવિકા ચલાવતા હતા, છતાં પોતાના સારા ગુણોથી તેવણ પાછળથી બ્રીટીશ અદાલતના પહેલ વેહેલા દેશી બેરોનેટ થયા હતા. ડો. દાદાભાઇ નવરોજીને કયાં ભૂલો છો; જવાનીમાં ગીરદેશી ખેંચી, ગરીબાઇને દુર કરી પાછળથી "હિંદના દાદા"ને નામે પ્રસિદ્ધ થવાનું માન તેમને પહેલ વેહેલુંજ મળ્યું હતું. જેરમીટેલર એક હજામનો છોકરો પાછળથી કવિતાઇ અસરની વાએજ કરનારો ધર્મગુરુ થયો હતો. જ્યારે મોચીના ધંધા પરથી વીલ્યમ કેરી ખ્રીસ્તી ધર્મનો એક મહાન ઉપદેશક થઇ ગયો હતો. અમેરિકાને સ્વ-

તંત્ર કરી છુટાપણું અપાવનાર એનદરૂ જોનશન એક ગરિબ દરજી હતો, જે પાછળથી એક પાદશાહ કરતાં પણ વિશેપ પુજાયોછે. એક સમયે તે વોંશીંગ્ટન ખાતે ભાષણ આપતો હતો. તેટલાં કટાક્ષમાંથી એક જણ બોલ્યો "દરજી ઉપરથી રાજેશ્રી!" તેજ વખતે જરાબી ન ગભરાતાં તેણે નિર્ભયતાથી કહ્યું "ભાઇઓ કોઇ કહેછે કે હું દરજી જેવી હલકી પંકતી પરથી આવો મોટો થયોછું પણ મને જણાવા દેશો કે હાલમાં પણ મારૂ કામ હું પોતેજ કરૂંછું" અને તેજ સમયે સભામાં પેલા નિંદક ઉપર હિસ હાઉસની તાળીઓ પડી રહી, માટેજ બંધુઓ! કોઇનેબી ગરીબ કે ચિંકરેહાલ જોઇ ધિક્કારશો નહિ.

અરે શું માનવનો અભીમાન, પળકમાં ટળી જશેરે;
ખરે જેમ પીંપળ ઉપર પાન, પલકમાં ખરી જશેરે;
પલકમા ખરી જશેરે, માટીમાં મળી જશેરે.
કાયા કલેવર કારમુ છે, જીંદગીનો ધાડવો--
સમજુ જણે સમજી જઇ અભીમાનને વણસાડવો.
રાવણ સરીખા રાજવીએ લીધો નથી કાંઇ લાડવો.

ચોક્કસ દેશના લોકો શ્રેષ્ટ છે અને ચોકકસ દેશના હલકા કીંવા અમુક કોમના શ્રેષ્ઠ અને અમુક કોમના નિંચ છે એવો ખ્યાલ ઘણાંકના મનમાં હોય છે. ઘણીક વાર મનુષ્યને એક બીજાં જોડે વાદવિવાદ થતાં આપણે સાંભળીએ છીએ કે, અમુક અમુક જાત અથવા માણસ હલકાં છે માટે તેની સાથ મિત્રાચારી બાંધવી નહિ. પરંતુ આમ કહેનાર મનુષ્ય પોતાની અક્કલ કેટલી છે એ સામાને બતાવી આપે છે. એક મનુષ્યમાં જયાંસુધી દુર્ગુણો હોય નહિ, ત્યાં તુલીક શરીરની ખાંમીઓને અભાવે તેને હલકા ગણવાનો આપણને હકજ નથી: જે દેશ જાત કે કોમ યા ઇનશાંન માટે આપણે તિરસ્કાર બતાવીએ; તેજ કોમ, દેશ યા માનવના ખોળ્યામાં આપણને એક દિવસે

જન્મ લેવો પડશે. દુનીયામાં હરેક માણુસ પ્રભુનાંજ પેદાં કરેલાં છે તે પણ પૃથ્વીનો એક ભાગ છે. તો પછી બીજી કોમનું અપમાન એ ઇશ્વરનુંજ અપમાન અને નિંદા કરેલી લેખાય ઇશ્વરનોજ દોષ અને ચાંદા ખોલેલાં ગણાય! અને આ રીતે જેણે ઇશ્વરનો દોષ કાઢયો તો, તેનાં જેવો પાપી ઇનશાંન પણ બીજો કોણ હોઇ શકે; પોતાને બીજાં કરતાં શ્રેષ્ઠ કહેવાડનાર સમજતો નથી કે કુદ્રત જ્યારે પોતાનાં કાર્યોમાં કાંઇ તફાવત જેવું રાખતી નથી તો મ્હારે શા સારૂં સ્વાર્થ રાખવો; માટે એતો કે—

પુલનજી પુલોમાં ઝાઝા ફળ પુલ પુલી કરમાશે;
પુલી કરમાશે ખીલેલું આખર ખરી જશે—
સરખા દિવસ ન ગયા કોઇના તેમ નહિ તાહરા જશે;
રેંટતણી ઘટમાળ ભરાસે ભરાઇ ખરેજ ઠળવાશે—
ઉજળુ એ સૌ દુધ આજ અભીમાનને દેખાશે;
જ્યારે પડશે કાળનો ઝપાટો ભેદ સર્વ તેને સમજાશે.

પીલીપ સીદનેની વાત તો દરેક જાણતા હોવા જોઇએ. તવારીખના સાફ ઉપર તેનું નામ હજી પણ અભંગ રહેલું છે. 'જીતફન' (Zytphen)આગળની એક ઝપાઝપીમાં તેની જાંગ પર એક પ્રાણઘાટક જખમ થયો. તે મરવાની અણી ઉપર હતો, અને પાણીનો પ્યાસો હોઇ પાણી પીવા માગ્યું તેને તુરત પાણી આપવામાં આવ્યું, પણ તે જેવો પીવા જાય છે એટલામાં એક સિપાઇ જે પણ ઘાએલ થઇ પડયો હતો તેણે તે પીવા માગ્યું. તેણે તુરતજ તે લોટો મોં આગળથી ખસેડી નાખી પોતાના સોલજરને આપતાં કહ્યું, "Drink, for thy need is greater than mine" આ રીતે પોતાના મરણ પામતા જીવને રહાત આપવા મંગાવેલું પાણી પણ પોતાના જીવની દરકાર કર્યા વિના પોતાથી હલકા ચાકરને આપ્યું.

ધન્ય છે તે વિરલાની છાતીને (!) રાજા અને ઉમરાવ એવાજ હજો. સ્પેનના ત્રીજા ફીલીપને માટે કહે છે કે, તે પોતાના રાજના અમીર ઉમરાવો સાથે ઘણાંજ ઉંચા મને રહેતો અને ગરીબ તેમજ ખેડુતને મળે ત્યાંથી સલામ કરતો તેનો હોકમ એવો હતો કે, પ્રત્યેક ઉમરાવોએ જે કાંઇ કહેવું હોય તે તેની આગળ ગુંઠણ મંડીએ પડી પડી બોલવું અને ગરિબ ખેડુતો માટે તો તે કહેતો કે તેઓ ગરિબ એટલે તેમને કોણ નમે, ઉમરાવને તો સૌ કોઇ નમે! આવા વિચારથી રસ્તામાં તેને જેથી કોઇ ગરીબ મળતો તેને તે સલામ કરતો, જ્યારે અમીર ઉમરાવોને તે જેટલીબી દરકાર કરતો નહિ. ફ્રાંનસીસ પહેલ્લો કહેતો કે તેનાં રાજ્યના ઉમરાવો જ્યારે પહેલ વહેલા તેની કોર્ટમાં આવતા ત્યારે તેઓ રાજાથી પણ ઉંચ ગણાતા જ્યારે ત્રીજે દિને આવતા ત્યારે સાધારણ માણસોમાં ખપતા અને બધા સાથ ભેળાઇ જતા. આમ કરવાની મતલબ એવી હતી કે ઉમરાવો પોતાની ગરૂરી છોડે એજ રીતે હેન્રી ચોકો પણ પોતાનો દરજ્જો ભુલી જઇ કહેતો કે "We are all genntlemen" આજે એવી રીતે સાધરણ પંકતીમાં કયો રાજા પંસદ કરશે; એથી પણ વધુ રસીક અપવાદ "Criticon of Graciau" નામક ગ્રથમાં નીચે મુજબ આવ્યો છે.–

એક સમયે એક ચોક્કસ રાજા શિકાર કરતાં પોતાના રસાલાથી છુટટો પડી ગયો. જેનો પત્તો ઘણાંક દિવસ સુધી ન લાગ્યો અંતે એક દિવસે તેને માણસોએ મારકેટમાંથી શોધી કાઢયો જ્યાં તે હેલકરીનું કામ કરતો હતો બધાંઓ રાજાને આવી સ્થિતિમાં કામ કરતાં જોઇ અજાયબ થયાં. થોડી પળતો લોકો તેને 'રાજા' તરીકે કહેવામાં પણ ડર ખાવા લાગ્યાં અંતે લાંબો વિચાર કર્યા પછી તેઓમાંના એકે હિમંત કરી પુછ્યું.

"આપ રાજા થઇ આ રીતની હલકરીનું કામ આપણા દરજાને શોભે કે વાંરૂ" રાજાએ ઉત્તરમાં કહ્યું મિત્રો ખરેખર! જે બોજો હું છોડી આવ્યો છું; તે હું જે હાલમાં બોજો ઉચકુ છું તે કરતાં વિશેષ ભારી હતો. તે બોજા સાથ આ બોજો સરખાવતાં મને ઘણો હલકો લાગે છે. તમારીથી છુટટો પડવા પછી હું જેટલો નિરાંતે ઉંઘાયો છું, તેટલો હું મારા આખા જન્મમાં ઉંઘાયો નથી. માટે હું અહીંજ રહેવા માગુ છુ. લોકોનો રાજા થવા કરતાં હું મારા મનનો રાજા થવાનું વધારે ડહાપણ ભરેલું માનું છું; માટે મારી જગાએ કોઇ બીજાને તખ્ત પર બેસાડો. એ ઉપરથી બીજાને ગાડી આપી. રાજ્યભિષેકની ક્રિયા થવા બાદ તે રાજાએ તાજ હાથમાં લેતાં કહ્યું "I had rather manage an oar!" તેના આ શબ્દોથી તે વેળાના રાજાઓ કેટલું ડહાપણ ધરાવતા હતા તેનો ઝાંખો ખ્યાલ આપણને આવી શકે છે. એલેકઝાંન્ડર-ધ-ગ્રેટ ધાટકી અને જુલ્મી હોવાં છતે તેની વજ્જર છાતીમાં પણ ઉદારતાનો અંશ ઘણોજ હતો. ઈ. સ. પુર્વે ૩૨૬ માં જે વખતે તે ઇન્ડસના કીનારા ઉપરથી તેનાં વતન તરફ પાછો ફરતો હતો; તેટલાં એક કમનસીબ બનાવ બન્યો. જે રસ્તા પરથી તેનું લશ્કર પસાર થતુ હતું તે ઘણોજ ભયાનક હતો. અને તેવા રસ્તામાં તેનું લશ્કર એકલું પડયું. એમ છતાંએ યુક્તિથી તે આગળ વધ્યો; પણ માર્ગમાં તેને તરસ લાગી, લશ્કરમાં પણ પાણીની બુમ પડી રહી હતી અને ત્યાંય ઝરા જેવુંબી ન હોતુ કે તેને પાણી લાવી આપે એટલે બધેથી નકારમાં જવાબ મળતાં તે લાચાર થઇ ગયો. છતાં તેનાં માણસો આમતેમ ભટકી રાત્રી સુધીમાં થોડુંક પાણી મેળવવા સામર્થવાન થયાં. પાણીથી ભરેલો લોટો તેણે હાથમાં લીધો અને ગંદગંદ કંઠે તે બોલ્યો "મ્હારાં પ્રીય મિત્રો! બહાદુર અને વફાદાર

સરદારો ! જો હું એકલો પાણી પીવું તો તમારી તરસ મારાં કરતાંએ બમણી થશે. અને તેથીજ તમોએ આજે જળ મ્હને લાવી આપ્યું છે તે એક મ્હારા પ્રતિની તમારી વફાદારીનો ઉત્તમ નમુનો માની હું દેવતાઓને અર્પણ કરૂં છું" એમ કહેતાં તેણે પાણીનો લોટો જમીન પર નાખી દીધો. આ તે ખરૂં શૌર્ય કહેવાય. બાકી બીજાં તો શોભાના ગાંઠીયાંજ તો ! વળી આપણા લોકમાન્ય મહાત્મા ગાંધીજીને કયાં જતા મેલો છો, એક સમયે તેવણ પંજાબથી આવતા હતા અને એક સ્ટેશન પર ઉતરતાં તેમનો ચીઠરે હાલ પોષાક જોઇ એક અંગ્રેજ ગ્રહસ્થે કહયું" ઓ કુલી ઇડર આવ-ચાલ આ સામાન જરા ગાડી પર ચઢાવી દે. ગાંધીજીએ જરાબી આનાકાની વગર તેનો સામાન ઉંચકયો અને ટ્રેનમાં મેલ્યો જેના બદલામાં તે અંગ્રેજે થોડાક પઇસા આપવા કીધા જે હસીને તેવણે લેવા ના પાડી. બાદ એક મોટાં સ્ટેશન ઉપર તેવણને હારતુરો પહેરાવવા મોટી ઠઠ જામી હતી. ટ્રેન આવતાંજ જય જયના પોકાર થતાં પેલો અંગ્રેજ પ્લેટફોર્મ પર ઉતર્યો. તેણે શું જોયું, જે માણસે હેલકરી તરીકે તેનો સામાન ઉંચકયો હતો તેને લોકો હારતુરા પહેરાવતાં હતાં. આમ તેમ ખબર કાઢતાં જયારે તેણે જાણ્યું કે તે માણસ 'ગાંધીજી' છે, તેવોજ તે તેમને ચરણે પડયો અને હજારો માફી ચાહવા લાગ્યો. ખરેજ ! માણસો તો હોય તે એવાંજ હોજો-અને જીદંગી પણ એવીજ થજો. એક કવિએ માનવ જીદંગીનું જે અસરકારક બ્યાન કર્યું છે તે ભાગ વાંચવા જેવો હોઇ નીચે ટપકાવ્યો છેઃ—

To day man's dress'd in gold and silver bright
Wrapt in a shroud before to morrow night.
To day he's feeding on delicious foad;

To morrow dead unable to bo good.
To day he's nice, and scorns to feed on crumbs,
To morrow he's himself a dish for worms,
To day he's honor'd and in vast esteem;
To morrow not a beggar values him.
To bay he rises from a velvet bed;
To morrow lies in one that's made of lead.
To day his house, tho'large, he thinks but small;
To morrow no command no house at all,
To day has forty servants at his gate;
To morrow scorn'd, not one of them will wait!
To day perfum'd, as sweet. as any rose;
To morrow stinks in every body's nose.
To day he's grand, majestic all delight;
Ghastful and pace before to morrow night.
True as the seripture says, man's life's a span;
The presefit moment is the life of man.

અર્થઃ—અહા! ઇનશાંન આજે આનંદથી ગોયા ચમકાટ ભરેલાં સોનાં ત્થા રૂપાના ઝવેરથી શણગારાએલું છે; તેજ ઇનશાંન અફ્સોસ, આવતી કાલે તો રાત પડતાં બિચારૂં કફનમાં વિંટલાએ મુવેલું પડશે. જે ઇનશાંન, આજે તરહેવાર મનપસંદ મિષ્ટાંન પર હાઠ ચલાવે છે; તેજ ઇનશાંન, અરે આવતી કાલે તો હાઠ ઉચકવાને વટીક અશકત થઇ પડશે. આજે જે

ઇનશાંન અપ-ટુ-ડેટ થઇ ફરે છે અને સોકા રોટલાને ધિક્કારે છે; તેજ ઇનશાંન આવતી કાલ સુધીમાં તો કીડાઓના ભોગ થઇ પડશે. આજે જેને લોકો માન આપે છે અને તેની તારીફ ગાય છે; તેજ ઇનશાંનને કર્મના ભોગ તરીકે આવતી કાલે તો એક ભીખારી વટીક જોશે નહી. આજે તે પોચ્ચા કુશુન બિછાણાં ઉપર આરામથી સુવે છે; પણ આવતી કાલે એ બિછાણું છોડી સુફેદ વસ્ત્રમાં તેને જમીન ઉપર સુવુ પડશે એ તે જાણતો નથી. આજે મનુષ્યને મોટું ઘર રહેવા સારૂં હોય છે, છતાં નાનું પડે છે, પણ અરે! આવતી કાલે દોઢજ ગજ જગા ઉપર તેને રહેવું પડશે. આજે તે નોકર ચાકરમાં ચમન ચમન કરે છે, પરંતુ આવતી કાલે તો એ બધા નોકરો તેમને છોડી ચાલ્યા જશે. આજે તે ફુલોના અને પ્રવાહી સુંગંધીના વચ્ચે ફરે છે, પણ આવતી કાલે પોતાનાજ શરીરમાંથી નિકળતો બદબો પણ તે સુંગી શકશે નહી. માટે એ ગાફેલ ઇનશાંન જાણ કે તારો જીવ એક ક્ષણિક પળનોજ છે. ફકત તું દમ લે છે એજ તારો છે અને એજ દમ આખેર તાહરો અંતખી લાવશે. માટે જીવન છે તેટલાં સુકૃત્યો કરી લે અને વ્યવહારમાં સારી રીતે ચાલ ગીતાના ૧૮ મા શ્લોકમાં કહેવામાં આવ્યુ છે કે;—

धैर्यं शोर्यसहिष्णुते सरकता सन्तोपसत्याग्रहौ ।
तृष्णाशा त्रिकयः कपायविजयःप्रोत्साहनंमानसम् ॥
शान्तिर्दान्तिरुदारता च समता न्याये परार्थे रति ।
रेते यत्र गुणाः स्फुरन्ति हृदये तत्रेव मानुष्यकर्म ॥

યર્થાત-વિપત્તિના વખતમાં પણ અધીરા ન બનતાં ધીરજ રાખવી. ધર્મ અને પરમાર્થના કાર્યમાં નિડર થઇ આગળ વધવાને શુરાતન રાખવું, દુઃખ અને કષ્ટની સાંમે થઇ હિમંતથી

To morrow dead unable to bo good.
To day he's nice, and scorns to feed on crumbs,
To morrow he's himself a dish for worms,
To day he's honor'd and in vast esteem;
To morrow not a beggar values him.
To bay he rises from a velvet bed;
To morrow lies in one that's made of lead.
To day his house, tho'large, he thinks but small;
To morrow no command no house at all,
To day has forty servants at his gate;
To morrow scorn'd, not one of them will wait!
To day perfum'd, as sweet. as any rose;
To morrow stinks in every body's nose.
To day he's grand, majestic all delight;
Ghastful and pace before to morrow night.
True as the seripture says, man's life's a span;
The present moment is the life of man.

અર્થઃ—અહા! ઇનશાંન આજે આનંદથી ગોયા ચમકાટ ભરેલાં સોનાં તથા રૂપાના ઝવેરથી શણગારાએલું છે; તેજ ઇનશાંન અફ્સોસ, આવતી કાલે તો રાત પડતાં બિચારૂં કફ્નમાં વિંટલાએ મુવેલું પડશે. જે ઇનશાંન, આજે તરહેવાર મનપસંદ મિષ્ટાંન પર હાઠ ચલાવે છે; તેજ ઇનશાંન, અરે આવતી કાલે તો હાઠ ઉચકવાને વઠીક અશકત થઇ પડશે. આજે જે

ઇનશાંન અપ-ટુ-ડેટ થઇ ફરે છે અને સોકા રોટલાને ધિક્કારે છે; તેજ ઇનશાંન આવતી કાલ સુધીમાં તો કીડાઓનો ભોગ થઇ પડશે. આજે જેને લોકો માન આપે છે અને તેની તારીફ ગાય છે; તેજ ઇનશાંનને કર્મના ભોગ તરીકે આવતી કાલે તો એક ભીખારી વટીક જોશે નહી. આજે તે પોચ્ચા કુશન બિછાણાં ઉપર આરામથી સુવે છે; પણ આવતી કાલે એ બિછાણું છોડી સુફેદ વસ્ત્રમાં તેને જમીન ઉપર સુવુ પડશે એ તે જાણતો નથી. આજે મનુષ્યને મોટું ઘર રહેવા સારૂં હોય છે, છતાં નાનું પડે છે, પણ અરે ! આવતી કાલે દોઢજ ગજ જગા ઉપર તેને રહેવું પડશે. આજે તે નોકર ચાકરમાં અમન ચમન કરે છે, પરંતુ આવતી કાલે તો એ બધા નોકરો તેમને છોડી ચાલ્યા જશે. આજે તે ફુલોના અને પ્રવાહી સુગંધીના વચ્ચે ફરે છે, પણ આવતી કાલે પોતાનાજ શરીરમાંથી નિકળતો બદબો પણ તે સુંગી શકશે નહી. માટે એ ગાફેલ ઇનશાંન જાણ કે તારો જીવ એક ક્ષણિક પળનોજ છે. ફકત તું દમ લે છે એજ તારો છે અને એજ દમ આખેર તાહરો અંતબી લાવશે. માટે જીવન છે તેટલાં સુકૃત્યો કરી લે અને વ્યવહારમાં સારી રીતે ચાલ ગીતાના ૧૮ મા શ્લોકમાં કહેવામાં આવ્યુ છે કે;—

धैर्यं शोर्यसहिष्णुते सरकता सन्तोपसत्याग्रहौ ।
तृष्णाया विक्रयः कपायाविजयःप्रोत्साहनंमांनसम् ॥
शान्तिर्दान्तिरुदारता च समता न्याये परार्थे रति ।
रेते पत्र गुणाः स्फुरन्ति हृदये तत्रैव मानुष्यकर्मे ॥

યર્થાત-વિપત્તિના વખતમાં પણ અધીરા ન બનતાં ધીરજ રાખવી. ધર્મ અને પરમાર્થના કાર્યમાં નિડર થઇ આગળ વધવાને શુરાતન રાખવું, દુઃખ અને કષ્ટની સાંમે થઇ હિમંતથી

તે સહન કરવાની શકિત ધારણ કરવી, મનમાં સરળતા અને સંતોષ વૃ-તી રાખવી, પ્રાણ જતાં સુધી પણ સત્યને વળગી રહી સત્યાગ્રહી થવું, લાંબી લાંબી વ્યર્થ ઇચ્છાઓ ઉપર દબાંણ રાખવું. ક્રોધ, મદ, માન, લોભ આદિ પ્રપંચ પ્રકૃ-તીઓને અંકુશમાં રાખી તેના ઉપર વિજય મેળવવો મનમાં ઉત્સાહ અને હીંમત રાખવી. ઇંદ્રિઓને કાબુમાં રાખી વિષય વિલાષના વેગમાં તણાવું નહી. શાંતી અને સ્વાસ્થ્યને ગુમાવવાં નહીં. સંપ-તી અને સાંધનોના પ્રમાણમાં ઉદારતા રાખવી અને ન્યાય-વિશિષ્ટ પરમાર્થના માર્ગમાં પ્રેમ રાખવો. એમાંજ મનુષ્યપણુ રહેલું છે.

દુનિઆ, ખરચીતજ દગાનું પહેલ્લું નામ છે. કારણ જુઓ! એક ગરીબ ઇનશાંન ગમે એવો સારો હશે, તોએ દુનિઆંની દ્રષ્ટિએ તો તે બુરો, અને એક શ્રીંમત બુરો છતાં ભલો દિસશે. કેમકે દ્રવ્ય એ એબનું મુળ ઢાંકણ છે. જ્યારે બાપડાં નિર્ધનો પૈસા વિના ઉઘાડાં પડે છે. સૃષ્ટિનો આ રીતે ઘણી વિચીત્ર રીતે વ્યવહાર ચાલે છે દુનીઆં કોઇની થઈ નથી, સગાં-સ્નેહી, માતતાત, પતિ-પત્નિ આદી જગત મોહ અને સ્વાર્થમાં સપડાએલી છે. પરંતુ સ્વાર્થ?-સ્વાર્થ કેટલો પાપી છે? લાંબા સમયની મિત્રાચારીની સાંકળ પણ એ ઝટ વારમાં તોડી નાખવા અચકાતો નથી. જે જે વસ્તુઓ અને માણસો પ્રતિ આપણને પ્રેમ હોય, તે તે ભણી આડકનુ કુસંપનું વેર જગાડનાર કેવળ સ્વાર્થજ છે. પંરંતુ કાળના કોહાડાથી કોણ બચવા પામ્યું છે, મનુષ્ય પોતાની આવતી ઘડીથી અંજાણ છે; અને જે કાંઇ કરે છે એ માણસ નહી પણ કાળ કરે છે છતાં મનુષ્ય મેં કર્યું" ના શબ્દથી મલકાઇ જાય છે. મનુષ્ય ભિન્ન ભિન્ન પ્રકારની મહાભારત શોધો કરે છે પણ તેમાં ઇશ્વરની સાહાયતા નથી એમ કોણ કહેશે, વિમાનનો શોધક પોતે બનાવેલાં વિમાનને

હવામાં ઉડતુ જોઇ આનંદ અને ગરૂરીથી પોતાની ડોક ઉંચે કરી જુએ છે કે વાહ! શું મ્હારી ખુબી છે કે, એક કાચનું હવાથી ભરેલું ખોખું હવામાં અદ્ધર ઉડે છે.! પણ બીજીજ દસ મિનીટમાં તે નીચે પડયુ તો (?) ઓ અફસોસ, તે વિમાનના શોધકની ગરૂરી કેટલા સમયની? ના બાપુ–જે કાંઇ ત્હારૂં છે એ ઇશ્વરનું અને ઇશ્વરનું તે ત્હારૂં છે. મગર ત્હારા એકલાનું તો નહીજ. ભલે તેં વિમાન બનાવ્યું, પણ અરે, તેમાં જોઇતી સામ્રાગી વિના તું શું કરી શકનાર હતો, ઇશ્વરની બનાવેલી મહાન ચીજો ઉપર જરા ત્હારૂં લક્ષ ચોંટાડ તે કેવી અમ્મર છે? તારા, ચંદ્ર, સુર્ય, અને ગ્રહણઆદી બળવાન ચીજો પોતાનું કાર્ય વિના હાંનીએ કર્યા જાય છે. ત્હારી શોધોમાં પણ કવચિંત તેવું હશે ખરૂ. છતાંએ વખતના વહેતા સાથે તે નાશ પામે છે. એનું કારણ શો? કારણ બાપુલ્યા આ છે, કે ત્હારી શોધ ખાકી છે તે એક રમત છે. નાના બાળકોને તેં માટીમાંથી જાતજાતના રમકડાં બનાવતાં તો તેં દિઠાજ હશે. તે રમતો જે રીતે ભાંગી જાય છે તેજ રીતની ત્હારી શોધ માટે પણ જાણવું. આપણી આવી અભીમાની જીંદગી માટે વર્ણન કરતાં એક કવિ સુંદર રીતે આપણને કહે છે કેઃ—

man the most conceited cteature,
As from a cliff he cast his eyes.
And viewed the seas and arehed skies;
The moon and all the starry train,
Huny the vast vault of Heav'n the man
His contemplation thus began.
When I behold this glorious show,
And the wide watery world below,

The scaly people of the main,
The blasts that range the wood or plain
The wing'd inhabitants of air
The day the night the various year,
And know all these by heav'n designed
As gifts to qleasure hauian kind:
I can not raise my worth too high.
Of what vast consequence am I!
Not of th' importance you suppose;
Exolaims a flea upon his nose,
Be humble learn thyself to scan
'Tis vauity that swels thy mind.
What? Heven and earth for thee design"d
For thee! made only for our need,
That more important fleas might feed
છોડી દે અભીમાન, માન અબ તો માનવ મેરા,
રાજપાટ છેબ જુઠે જાનોં, કયુ તુમ હોત હેરાંન.
નારી પ્યારી નહિ હય, તેરી મત કરના ગુમાન.
જુઠી જગતકી પ્રીત દેખી, મત ભુલે નાદાન.
બાહિર રંગ રૂપકુ દેખી; મત હોનાં ગુલતાન.
જગત સ્વપ્નસે જાગૃત હોંજા, ગુરૂસે લેના જ્ઞાન.

અર્થ:—આ જગતમાં અવતાર લીધા પછી ફાની જગતનો રંગરાગ જોઇ મનુષ્યજાતિ પોતાના મનમાં એવું ગુમાન રાખે છે કે: અહા! આ દુનીઆંના મહાન સમુદ્રો મેદાન અને જંગલમાં વસનારા પ્રાણીઓ તે સાથ વળી રાત દિવસનું ચક્ર મંડળ અને સઘળા મહાભારત દેખાવો જે મ્હારી દ્રષ્ટિએ પડે છે. તે કુદરતે કેવળ મ્હારાં સુખાર્થેજ પેદા કરેલી છે.

એનું કારણ શો; કારણ બાપુલ્યા આ છે, કે ત્હારી શોધ ખાટી છે–તે એક રમત છે. નાના બાળકોને તેં માટીમાંથી જાતજાતના રમકડાં બનાવતાં તો તેં દિઠાંજ હશે. તે રમતો જે રીતે ભાંગી જાય છે તેજ રીતની ત્હારી શોધ માટે પણ જાણવું' આપણી આવી અભીમાની જીંદગી માટે વર્ણન કરતાં એક કવિ સુંદર રીતે આપણને કહે છે કેઃ—

man the most conceited creature,
As from a cliff he cast his eyes.
And viewed the seas and arched skies,
The moon and all the starry train,
Hung the vast vault of Heav'n the man
His contemplation thus began.
When I behold this glorious show
And the wide watery wored below,
The scaly people of the main,
The bcasts that range the wood or plain
The wiug'd inhabitants or air.
The day the night, the various year.
And know all these by heav'n designed
As gifts to pleasure human kind,
I cannot raise my worth too high.
Of what vast consequence am I! '
not of th' importance you suppose,
Exclaims a flea upon his nose,
Be humble, learn thyself to scan,'
Know pride was nener made for man
'Tis' vanity that swels thy mind.

What I heven and earth for thee design'd!
for thee! made only for our need,
That more important Fleas might feed
છોડી દે અભીમાન, માન અબ તો માન મેરા,
રાજ-પાટ સબ જુઠે જાનો, કયુ તુમ હોત હેરાંન.
નારી પ્યારી નહિ હે, તેરી મત કરના ગુમાન.
જુઠી જગતકી પ્રીત દેખી, મત ભૂલે નાદાન.
બાહેર રંગ રૂપકુ દેખી, મત હોના, ગુલતાન.
જગત સ્વપ્નેસે જાગૃત હોજા, ગુરૂસે લેના જ્ઞાન.

અર્થ:—આ જગતમાં અવતાર લીધા પછી ફાની જગતનો રંગરાગ જોઇ મનુષ્ય જાતિ પોતાના મનમા એવું ગુમાન રાખે છે કે અહા! આ દુનીઆંના મહાન સમુદરો મેદાન અને જંગલમાં વસનારા પ્રાણીઓ તે સાથ વળી રાત દિવસનું ચક્ર મંડળ અને સઘળા મહાભારત દેખાવો જે મ્હારી દ્રષ્ટિએ પડે છે, તે કુદ્રતે કેવળ મ્હારાં સુખાર્થેજ પેદા કરેલી છે. અહા! હું ત્યારે કેટલો મોટો (!) મારો કેવો ઉંચ દરજ્જો (!) આવાં વિચારોમાં મનુષ્ય મસગુલ હતું તેટલાં એક માંખ ત્હેનાં નાંખ ઉપર આવી બેઠી. અને સંબોધી કહેવા લાગી. અરે મુર્ખ! જેટલી બુજોર્ગી, અને મોટાઇ તું ત્હારા માટે માને છે; તેટલી બુજોર્ગીને તુ જરાએ લાયક નથી. પ્રથમ તું પોતાને પિછાણ અને નમનતાઇ અખ્ત્યાર કર. ખુદાએ મનુષ્ય જાતિ માટે ગરૂરી અને મોહતાઇ પેદા કરી નથી. શું આભ અને જળ અને જમીન કેવળ ત્હારા એકલા માટેજ છે? ના– તે આખી જગત્ માટે છે. ત્હારો ખોટો ખ્યાલ માટે, છોડી દે. અને ઊદારતાથી તેમજ સહન શીળતાથી જીંદગીના વહાંણને મિનોઇ કિનારા તરફ હંકારી જા. સહનશીળતા વિના દુનીઆમાં ચાલી શકવાતું નથી. ગીતામાં એક સ્થળે કહ્યું છે કે,

एतो गेहगतै कयरअणकृते नापेक्षितौ केवलं।
किन्तूधो गवियध्धने व्यवहृतौ स्वार्थे परार्थे तथा॥
शिआया ग्रहणे तथा वितरणे ने नृत्व निर्वाहणे।
देश ज्ञातिसमाजीकार्यकरणे कामं सदापेक्षितौ॥

અર્થઃ- ઉદારતા અને સહનશીળતા એ બે ગુણોની આવશકયતા કેવળ ઘરની અંદર કુંટુંબમાં ઐકય સાચવવા સારૂ છે, એટલુંજ નહિ પણ ઉદયોગ વધારવો હોય વ્યવહાર ઉચ્ચતર બનાવવો હોય, સ્વાર્થની સાથે પરમાર્થ કાર્ય સાંધવું હોય, કોઈને કાંઇ શીખામણ આપવી હોય કે કોઇની પાસેથી શીખામણ લેવી હોય, મહ-તા મેળવી, નાયકનો અધિકાર ભોગવવો હોય, દેશ જ્ઞાતી અને સમાજના કાર્યો સાધવાનાં હોય, તે દરેક દરેક સ્થળે આ બે ગુણોની ખાસ જરૂર રહે છે. આ બે ગુણો જો ન હોય તો ઉપર બતાવેલાં કાર્યો ધાર્યા મુજબ સિદ્ધ થઇ શકતાં નથી.

એક સ્થળે કહેવામાં આવ્યું છે કે, "જે કોઇ પોતાનો ગુસ્સો પી જાય. યાને ગમે એવું અપમાન મળ્યા છતાં તે શહન કરે, અને પોતાના મનની શાંતી જાળવી રાખે તો તેને પછી બીજાં કશાંની તરસ રહેતી નથી." આ વાકયને મેં વારંવાર મથન કરી-ચીરી ચીરીને તપાસ્યો કે શું ત્યારે માનવ જાત ક્રોધી છે? ક્રોધ શું છે? એક દિવસે મ્હને તેનો અનુભવ થયો. મ્હારૂં મન એક સમયે અશાંત હતું અને તેટલાં ટપાલી મ્હારાં નામનો ટપાલ લઇ આવ્યો. તે ટપાલ, મેં કરેલા ઉપકારનો તોછડાઇથી વાળેલો ઉ-તર હતો. મ્હને લાગ્યું કે શું મેં આટલી બધી ભલાઇ લોકો પ્રતિ વાપડી તેનો આ બદલો? એજ વિચારે મ્હને દિવાની બનાવી અને હું એવી લાલચોળ બની રહી કે, સામાંને કંઇ

નજીક હોય એ મારી દઉં એવો ખ્યાલ મ્હને થયો. એકાએક તેજ પળે મ્હારા સ્થુળ શરીરમાં અજબ ફેરફાર થઇ ગયો આ ફેરફાર ક્રોધનો હતો. તેજ દિવસથી મ્હને ક્રોધનું ખરૂં સ્વરૂપ જણાયું અને મ્હને અનુભવ મળી ગયો કે ક્રોધ એ કાંઇજ નહિ પણ થોડા સમયનું ઘેલાપણું છે. સજ્જન વાંચકો ! તેજ દિવસથી મ્હને જણાયું કે ક્રોધ કેમ, અને કયારે આવે છે. વ્યવહારમાં આપણને કાંઇ ચીજ ઓછી પડતાં ઘણી વાર રૂસાઇ જઇએ છીએ. આ રૂસાવણી એજ ક્રોધ (!) નહિ તો બીજુ શું; જ્યારે મનુષ્ય ગરૂરી બતાવવાનું મેલી દઇ નમ્રતા ધરે છે ત્યારેજ તે ઇનશાંનની પદવી પર ચઢે છે. એવું કહેવાય છે કે ભૃગમુની નામક એક બાવો હતો, જેણે ઘણાં વર્ષો સુધી ભગવાનની તપ કરી હતી, અને તેથી તેને ઇંદ્રાસનની પ્રાપ્તિ થઇ હતી એક દિવસે વિચાર થતાં તે દરબારમાં જઇ ચઢયો દરબારમાં સઘળાઓ આ મહાન તપેશ્રી બાવાને જોઇ ઉઠયા અને નમસ્કાર કીધો; પણ બધામાં વીષ્ણુજી બેસી રહયા. આ જોઇ ભૃગમુનીને ભાસ્યુકે હું આવો મહાન તપેશ્રી (!) અને વીષ્ણુજીએ મ્હને અપમાન કીધું એમ વિચારી ક્રોધમાં આવી જઇ વીષ્ણુંની છાતીમાં લાટ લગાવી પાડી. વીષ્ણુજી તેથી જરાએ ગાભરૂ ન બન્યા અને ઉલટું તેનો પગ વાહલથી પકડી ચાંપવા પડયા. અને કહયું "મહારાજ તમારા પગમાં ખુબ વાગ્યું હશે માટે મને ચાંપવા દો." આટલીબધી સહન શીળતા જોઇ ભૃગમુનીને તો એટલું બધુ લાગી આવ્યું કે, વિષ્ણુજીને તે પગે પડી માફી ચાહવા લાગ્યો. કબીરજીએ સત્ય કહયું છે કેઃ—

કામ, ક્રોધ, મદ લોભકી, જબલગ મનમેં ખાંન;
તબલુગ પંડીત મુર્ખહિ, કબીર એક સમાન.
પઢ પઢ ઓર સમજાવ દીન, ખોંજે આપ શરીર;
આપહિ સંશપમે પડા, યું કહે દાસ કબીર.

ચતુરાઇ પોપટ પઢે, પડા સો પીંજર માંહી;
ફીર પર-મોધે ઓરકો, આપન સમજે નહિ.
હરીગુન ગાવે હરખ કે, હિરદે કપટ નવ જાય;
આપન તો સમજે નહિ, ઓરહી જ્ઞાન સુનાય,

મનુષ્યનું મન ખાકી હોઇ નિત્ય તે ખાકી વસ્તુ પ્રતિજ પ્રેરાયછે. અમુકે, અમુક,ચીજ કરી તો મ્હારે કાં નહિ કરવી! આમ દેખાદેખીથી આપણે, આપણી પાસે જે કાંઇ છે, એ પણ ગુમાવી બેસીએ છીએ, માટે મોહ થાયજ નહિ એવા ઉપાયો યોજવા જોઇએ. આપણી હાજતો જેમ બને તેમ ઓછી કરવી જરૂરી છે, એક સ્થળે પ્રશ્ન કરવામાં આવ્યો છે કે મુકી શું દેવું; તો ઉ-તર મળ્યો કે બધું મુકી દે, મતલબ કે ત્યાગ એવો કરવો કે આપણને એવું ભાન થાય કે, દુનીઆમાં જે કાંઇ છે એ મ્હારૂં નથી—ના એટલુજ નહિ પણ આ દેહ વટીક મારી માલેકીનો નથી. તે બધું ઇશ્વરનું જ છે. જ્યારે તમે એકાંતમાં હો, ઘડીપળ વિચારો કે ઓ ભગવાન, મ્હારી અંદર જે કાંઇ છે એ શું મ્હારૂં છે; ના—ત્હારૂંજ છે, અને તે હું ત્હને પાછુ હવાલે કરૂં, એમાં મ્હારૂં થોડુ જવાનું હતું; આમ વારં વાર મનને સંબોધી કહેવાથી આપણને માલમ પડશે કે આ ખાકી શરીર જેને માણસ 'હું છું' એવું સમજે છે તે અજ્ઞાનતાજ છે અને તેથીજ ત્યાગી બનવું પણ ત્યાગી એટલે શું; ત્યાગી બનવું એટલે એમ નથી કે, સાધુ જેવાં વસ્ત્ર પેહેરી સંસાર છોડી વનમાં તપ સારૂં ચાલ્યા જવું! ત્યાગ એટલે એમ કે જે ચીજ કરવી. તે પ્રભુના નામે કરવી. 'હું કરૂં છું', 'મેં કર્યુ' એવા અભીમાનો શબ્દો મનુષ્યનો ગર્વ વધારે છે. આપણને જે કરવાનું છે તે આટલુંજ, કે તમો જ્યાં હો ત્યાં, જે કાંઇ ત્હમારા લાભનું હોય તે ગ્રહણ કરો અને અયોગ્ય બ્રાતને છોડી દો. કોઇ પણ બાબદમાં તમને તિરસ્કાર

કરવા માટે કોઇ કહેતું નથી તિરસ્કાર શા માટે કરવો, ત્હમને જે રૂચે તે સાંભળો અને પછી આચરણમાં મેળો. હંસ પક્ષી માટે કહે છે કે, તેને જો દુધ સાથ જળ ભેળી પણ આપવામાં આવ્યું હોય, તોએ તે તેમાંથી દુધજ પીશે માણસો જેમ જેમ ઇંદ્રિઓને તેનાં ઉપર ફાવવા દે છે, તેમ તેમ તે વધુજ પોષાતી જાય છે. સાંપને ગમે એટલું દુધ પાઇ ઉછેરે પણ તે મોડે વહેલે તેની જાત ઉપર જવા વિના ન રહે, કેમકે એક દિવસે મનુષ્ય તેનાં ડંખનો ભોગ થઇ પડશેજ! એજ રીતે ઇંદ્રિય જેવી છળ કપટ પદાર્થોને પોષવી એ સાપને દુધ પાઇ ઉછાર્યા બરાબરજ છે. માટેજ આપણને કહેવામાં આવ્યું છે કે તમારી ઇંદ્રિઓને કાબુમાં રાખો, તેહને વિખુટી ના મેળો પણ તેની લગામ પકડી રાખો. ગીતામાં બોધ દેવામાં આવ્યો છે કે માણુસનું શરીર તે એક ગાડી છે. તેને જોડેલા ઘોડાઓ, તે તેની પાંચ ઇંદ્રિયો છે. તે ગાડીને ચલાવનાર ઘોડાવાળો તે મન છે; અને ગાડીમાં બેઠેલો ધણી તે જીવ યાને ખરો માણસ છે. જેમ ગાડીને ચલાવનાર ઘોડાવાળો ઘોડાને કાબુમાં નથી રાખતો, ત્યારે તે મસ્તાંન બની ગાડીને ગમે એ સ્થળે ઘસડી લઇ જઇ અંદર બેઠેલા માણસને નુકશાંનીમાં લાવી નાખે છે, તેવીજ હાલત મનુષ્યના શરીરના જીવની છે." આપણને મન ઘણીવાર મોઝમઝા અને બીજા એવાજ અન્ય દુર્ગુણો પ્રતિ ખેંચે છે. અને તેથી શરીર તે ચીજો ભણી આકર્ષાય છે. પરિણામસાં ક્ષણિક મઝાનો ભોગ થઇ મનુષ્યો દુઃખના ખડક સાથ અઠડાઇ પડે છે.

મુર્ખો માની રહયો મારૂં રે, તેમાં કાંઇએ નથી ત્હારૂં;
સાત સાગર જેની ચોકી કરતા, ફરતુ નીર ખારૂં,
ચૌદ ચોકડીનું રાજય ચાલ્યું ગયું, રાવણ દીકવાળુ રે.
દુઃખને તો કોઇ દેખે નહિ, ને સુખ લાગે સારૂં;

વેળા વેળાની છાંયડી તારી, વળી જશે વારૂં રે,
હરિભજનમાં હેતજ રાખો, સ્મરણ કરો ચોઉ સારૂ.

આશા ! હા—આશા જેવી ચીજ દુનીઆમાં બીજી કંઇ છે ? પણ આશા—તરીકે આશા કરવામાંબી ફરક છે. ક્ષણીક પળના સુખની આશા રાખવી અને મિનોઇ સુખની આશા રાખવી એ બેમાં મોટો તફાવત છે.' આશા કરવી—પણ તે ખાલી હોવી ન જોઇએ. સારી આશાને જન્મ આપો, અને સ્વાર્થી આશાઓ અને ઉમેદોને મારી નાખો કે જીગરમાંજ દાટી દેવ. પણ આશાને મારી કેમ શકાય ? તેને મારવાનું હથીયાર સંતોષ છે. અમુક ચીજ મેળવવાની ઇચ્છા કીધી અને તે મળી એટલે માણસને વધુને વધુજ લોભ થાય છે. પછી બીજી આશામાં નિષ્ફળ ગયાં તો નિરાશી મળે છે. ત્યારે જીવવું કેમ ? સિંધ્ધાંત આ છે કે જે કોઇ પોતાની મુળ સ્થિતીજ સંતોષ વચ્ચે ગુજારેછે તેના જેવો સુખી બીજો કોઇજ નથી. સંતોષ અને આશા એ જોડયાં ભાઇબંધ છે—તે હરિની તપ છે.—ઇશ્વરનું બીજું નામ છે. એક અંગ્રેજ કવિએ કહયું છે તેમ—

On god for all events depend;
You cannat want when God's your frieud;
Weigh well your part, and do your best;
Leave to your maker all the rest.
The hand which form'd thee, in the wonb
Suides from the cradle to the tomb.

સઘળા બનાવો માટે કેવળ ઇશ્વર પરજ આધાર 'રાખ. તેજ તારો મિત્ર છે એટલે ત્હને કશી હાંની પહોંચવાની નથી. અંતકરણના તખ્તા ઉપર ત્હારો ભાગ બનતાં ખુબીવંતા કાર્યોથી ભજવી બતાવ અને બાકીનું તમામ ખુદા પર છોડી દે. જે હાથે તારી માતૃશ્રીના ગર્ભમાં ત્હેરો આકાર ઘડયો તેજ હાથ ત્હારા જન્મનાં પારણામાંથી તે મૃત્ય તુલીક તારો રાહનુમાં થશે.

## પ્રકરણ સાતમું.
## ઉન્નતેચ્છાને સફળતાનું રહસ્ય.

—(૦)—

Pitch thy behaviour low, the projects high;
So shalt thou humble and magnanimous be,
Sink not in spirit; who aimeth at the sky.
Shoots higher much than he that means
a tree Herbert.

બેકારી! જ્યાં ત્યાં આ પ્રશ્નજ ચર્ચાઈ રહયો છે. હજારો મનુષ્યો ધંધા વિના આમ તેમ રખડે છે. ભિન્ન પ્રકારના અનેક મોટા ધંધાઓ હાલ પડી ભાગ્યા છે, અને ઓફીસોએ દિવાળાં ફુકવાથી ઘણાંક માણસો રખડતાં થઇ ગયાં છે. એનું કારણ શું હશે? કારણ કેવળ આજ છે કે, મનુષ્યો પોતે જે કાંઇ કરે છે, તે શા માટે કરે છે તે વિચારતાં નથી અને એટલા માટે પ્રત્યેક મનુષ્યે કોઇ પણ કાર્યનો આરંભ કરતાં પહેલ્લાં પોતાનો ઉદેશ લક્ષ્યબિંદુ નક્કી કરી રાખવું જોઇએ તેમ કર્યા સિવાય જે કાર્ય કરવામાં આવે છે તે સર્વોતમ પ્રકારે સિધ્ધ થતું નથી. દ્રાષ્ટાંત તરીકે આપણને અમુક ગામ જવું હોય તો પ્રથમ તે ગામ કયાં આવ્યું છે તે નક્કી કરવું પડે છે. ગામ કયાં આવ્યું છે તે નક્કી કર્યા સિવાય કદાચ એમજ જઇએ તો રખડપટ્ટી સિવાય બીજું પરિણામ શું આવે? તેવીજ રીતે જે કાર્ય કરવું હોય તે કાર્યના સ્વરૂપને, તેનાં માર્ગ અને તેના ઉદેશને નક્કી કર્યા પછીજ પ્રયન્ત કરવો જોઇએ. આ પ્રકારનો નિશ્ચય અને કાર્યનો ઉદેશ નક્કી કરવાનો વખત બાંલ્યવસ્થાને યુવાનવસ્થાજ છે. કારણ કે તે વખતે માણસ બાલ્ય વય પુરી થતાં શિક્ષણ પુરી કરીને સંસાર વ્યવહારમાં પ્રવેશ થવાની તઇયારીમાંજ હોય છે. પોતાનો ઉદેશ પાર પાડવાને સારૂ સફ્લતાને પ્રથમ પગ-

થીઉં આપણે સ્વિકારવું જોઇએ. જે પોતાના પુરૂષાર્થથી પોતાના જીવનનો નિર્વાહ કરે છે, તેમને માટે ખંતની ઘણીજ જરૂર છે. બાકી જેને પડયાં પડયાં ખાવાની ટેવ હોય તેમનું તો જીવતરજ બળી ગએલું સમજવું. કામ કરવા ઉત્સુક રહેવું મગર તેનાં પરિણામનો વિચાર કરવો નહિ. જગતમાં એવું એક પણ કાર્ય નથી, જે નહિ બની શકે એવું હોઇ શકે। કેમકે અનુભવથી તે સતત ખંતથી મનુષ્યો મહાભારત કામ કરી શકે છે. માટે કાર્યમાં એક વખત નિષ્ફળતા મળતાં નિરાશ બનવું નહિ.

મનુષ્યે, જાણવું જોઇએ કે, કોઇપણ કાર્ય ઉત્સાહથી મંડયા રહયા વગર પાર પડતું નથી. પ્રાણી માત્રનું કલ્યાંણ કરવાનું સાંધન થવાય એજ ઉદયનું ફળ એ વાત હંમેશ લક્ષમાં રાખવી જોઇએ. જે ઉદય પામેલાથી કોઇનું કલ્યાંણ થયું નથી તેનો ઉદય નિષ્ફળ છે. લોકોનું હિત કરવું એજ ઉદયનું સ્વરૂપ અને તત્વ છે. બાલ્યાવસ્થાથીજ લોકહિતાર્થે સર્વ યત્ન કરવા જોઇએ. આ અવનિના પદાર્થો તો અસ્થિર છેજ. ઉદય પામનાર કયાં અટકશે અને કયારે પડશે એ કોઇથી કહી શકાય નહિ. પણ એટલું તો સત્ય છે કે ચઢે તે સદા પડવાનાં ભયમાં છે. શાસ્ત્રમાં તો કહયું છે કે, धर्मस्य त्वरिता गति : જે કાંઇ સારૂં કરવાનું ધાર્યું, તેને તેજ પળે કરવું.

આપણને જે વખત આપવામાં આવ્યો છે, એનો રૂડો ઉપયોગ કરતાં આપણે શીખવું જોઇએ. સેકંડ પછી મિનીટ, મિનીટ પછી કલાકો, કલાકો પછી દિવસો, દિવસો પછી મહિનાઓ અને મહીનાઓ પછી વરસો આમ આપણા હાથમાંથી ઝટ ચાલી જાય છે, માટે એ બધાને નિયમસર ગોઠવવા અને એક પણ પળ જીંદગીમાંથી નકામી ન જતી રહે એ માટે કાળજી ધરાવવી જોઇએ. જીંદગી ટુંકી છે. પરંતુ કલાકો વધારે છે.

અને એ કલાકોનો સદુપયોગ કરવા, ગરીબ કે શ્રીમંત બધાંજ બંધાએલા છે. ઇંગ્લાંડનો મહાન રાજા આલફ્રેડ આઠ કલાક કામ કરતો, આઠ કલાક આરામ લેતો, અને આઠ કલાક જ્ઞાનની વાતોમાં ગાળતો. એક રાજા આઠ કલાક કામ કરે એ શું વિસ્મય થવા જેવું નથી? જે લોકો એમ કહે છે કે 'મને ફુરસદ નથી' તેમને અનિયમિત વર્તનનાં જાણવાં. કેમકે કામ કરનારને વખતની ખોટ નથી. વીલ્યમ કોબેટ નામક લેખક ચાર આનાના રોજે સિપાઇની નોકરી કરતો હતો. અને તે નોકરીમાં વ્યાકરણ જેવો અઘરો ને અતિ મહત્વનો વિષય તે શીખ્યો હતો. તેની સ્થિતિ એટલી ગરીબ હતી કે, જો તેનાંજ શબ્દોમાં કહીએ તો મારી પાસે મીણબત્તી કે તેલ ખરીદવાને પૈસા ન હોતા. શિઆળામાં સઘડીના અજવાળાં સિવાય રાત્રે બીજો દિવો, વાંચવા માટે મ્હને ભાગ્યેજ મળી શકતો. માબાપ કીંવા મીત્રો પ્રતિના આશ્રય કે ઉત્તેજન વિના આવી સ્થિતિમાં જયારે હું મારો અભ્યાસ આગળ વધારી શકયો ત્યારે ગમે એવો નિર્ધન, ગમે એવો કામાથું, ગમે તેવો સાંધન હિન કે બીજો કોઇપણ મનુષ્ય ન શીખી શકવાનું શું કારણ આપી શકશે?"

જે મનુષ્ય માત્ર નસીબ ઉપરજ ભરૂસો રાખે છે, તેને કદિએ શાંતી મળતી નથી. તે પોતાની હાલની સ્થિતિથી એક તસુ પણ આગળ વધી શકતો નથી. એવાં માણસનાં મોંમાં જો કોઈ કોળીઓ મુકે તોજ ખાય નહિંતર એમને એમજ પડયો રહે છે. તે જાતે કંઇજ કરતો નથી, તેની દશા સુકાંન વિનાના વહાણ જેવી હોય છે. જે કોઇ સમયે કોઇપણ પ્રકારની વ્યવસ્થા વગર 'છોડી દેવાથી સમુદ્રમાં ડુબી જવાનો સંભંવ રહે છે. કેમકે તેની કને હોકાયત્ર' કે સમુદ્રનો નકશો હોતો નથી તેમ વળી તેને ખબર પણ હોતી નથી કે કયાં તેને જવું છે?

જયાં વાયુ લઇ જાય ત્યાં તે ઘસડાય છે. તેનું જીવન ઘણુંજ અનિયમિત ને ઢંગધડા વિનાનું હોય છે. તેનાં મનમાં કોઇબી સંકલ્પ થતો નથી, તેનો કાંઇ ઉદ્દેશ હોઇ શકતો નથી. એથી ઉલટું જે મનુષ્યો પોતાના બળપર વિશ્વાસ રાખે છે; તે મનુષ્યનું જીવન બહુંજ નિયમીત હોય છે. તેનો ઉદ્દેશ પ્રથમથીજ નક્કી કરેલો હોય છે. એ ઉદ્દેશનાં માર્ગપર ઘસવા પછીથી ગમે એટલી વિપત્તીઓ આવે, પરંતુ તે ધૈર્યવાન ને વિર મનુષ્ય પોતાના ઉદ્દેશથી એક ડગલું પણ પાછલ હઠતો નથી; ને નિર્બળ બની આગળ વધ્યાજ કરે છે. એવાં માણસો પોતાનાં ધારેલા સ્થળે કયારે પોહોંચીશું અથવા પોતાના ઉદ્દેશથી કયારે તેને લાભ થશે તેની પરવા કરતાં નથી; અને પોતાના માર્ગમાં આગળ વધ્યાજ જાય છે. આવી સતત્ મહેનત છતાં પણ જો કદિએ તેમને નિષ્ફળતા મળે તોએ, તે નિરાશ થઇ અધિર બનતાં નથી. ત્રીજો જ્યોર્જ રાજા એક દિવસ શિકાર માટે જતો હતો. માર્ગમાં એક સ્ત્રીને ઘાસ કાપતાં દિઠી. ત્રીજા જ્યોર્જ રાજાએ પુછ્યું "તારો ધણી છે કે?" સ્ત્રી બોલી "હાજી, છે સાહેબ પણ આજે કાંઇ આ ગામના રાજાની વર્ષગાંઠ છે એમ મને કહેતો હોઇ રાજાના દર્શન કરવા સારૂં એ કામ ધંધો મુકીને ગયો છે." રાજાએ અજાયબીનું ડોળ ઘાલી પુછ્યું "ત્યારે તું કાં નહી ગઇ?" સ્ત્રીએ જવાબ આપ્યો "એમાં જોવાનું શું છે? રાજા પણ એક મનુષ્યજ છેની? પ્રથમ આપણે, આપણી જરૂરીયાતો વિચારવી જોઇએ. જેઓ રાજાને મળવાને બહાંણે શહેરમાં ગયા છે, તેઓ સઘળાંએ આખા દિવસની મજુરી ખોઇ છે. પણ મારે તો પાંચ બાળકોનું પોષણ કરવાનું હોઇ મહેનત વગર તો જીવાયજ નહિ" રાજા ત્રીજો જ્યોર્જ બાઇનું આ વિદવત્તા ભર્યું ભાષણ સમજી અજબ થયો તેટલો ખુશી

અને એ કલાકોનો સદુપયોગ કરવા, ગરીબ કે શ્રીમંત બધાંજ બંધાએલા છે. ઇંગ્લાંડનો મહાન રાજા આલફ્રેડ આઠ કલાક કામ કરતો, આઠ કલાક આરામ લેતો, અને આઠ કલાક જ્ઞાનની વાતોમાં ગાળતો. એક રાજા આઠ કલાક કામ કરે એ શું વિસ્મય થવા જેવું નથી? જે લોકો એમ કહે છે કે 'મને ફુરસદ નથી' તેમને અનિયમિત વર્તનનાં જાણવાં. કેમકે કામ કરનારને વખતની ખોટ નથી. વીલ્યમ કોબેટ નામક લેખક ચાર આનાના રોજે સિપાઇની નોકરી કરતો હતો. અને તે નોકરીમાં વ્યાકરણ જેવો અઘરો ને અતિ મહત્વનો વિષય તે શીખ્યો હતો. તેની સ્થિતિ એટલી ગરીબ હતી કે, જો તેનાંજ શબ્દોમાં કહીએ તો મારી પાસે મીણબત્તી કે તેલ ખરીદવાને પૈસા ન હોતા. શિઆળામાં સઘડીના અજવાળાં સિવાય રાત્રે બીજો દિવો, વાંચવા માટે મ્હને ભાગ્યેજ મળી શકતો. માબાપ કીંવા મીત્રો પ્રતિના આશ્રય કે ઉત્તેજન વિના આવી સ્થિતિમાં જ્યારે હું મારો અભ્યાસ આગળ વધારી શક્યો ત્યારે ગમે એવો નિર્ધન, ગમે એવો કામાથું, ગમે તેવો સાંધન હિન કે બીજો કોઇપણ મનુષ્ય ન શીખી શકવાનું શું કારણ આપી શકશે?"

જે મનુષ્ય માત્ર નસીબ ઉપરજ ભરૂસો રાખે છે, તેને કદિએ શાંતી મળતી નથી. તે પોતાની હાલની સ્થિતિથી એક તસુ પણ આગળ વધી શકતો નથી. એવાં માણસનાં મોંમાં જો કોઇ કોળીઓ મુકે તોજ ખાય નહિંતર એમને એમજ પડયો રહે છે. તે જાતે કંઇજ કરતો નથી, તેની દશા સુકાંન વિનાના વહાણ જેવી હોય છે. જે કોઇ સમયે કોઇપણ પ્રકારની વ્યવસ્થા વગર 'છોડી દેવાથી સમુદ્રમાં ડુબી જવાનો સંભંવ રહે છે. કેમકે તેની કને હોકાયત્રં કે સમુદ્રનો નકશો હોતો નથી તેમ વળી તેને ખબર પણ હોતી નથી કે કયાં તેને જવું છે?

જ્યાં વાયુ લઇ જાય ત્યાં તે ધસડાય છે. તેનું જીવન ઘણુંજ અનિયમિત ને ઢંગધડા વિનાનું હોય છે. તેનાં મનમાં કોઇબી સંકલ્પ થતો નથી, તેનો કાંઇ ઉદ્દેશ હોઇ શકતો નથી. એથી ઉલટું જે મનુષ્યો પોતાના બળપર વિશ્વાસ રાખે છે; તે મનુષ્યનું જીવન બહુંજ નિયમીત હોય છે. તેનો ઉદ્દેશ પ્રથમથીજ નકકી કરેલો હોય છે. એ ઉદ્દેશનાં માર્ગપર ધસવા પછીથી ગમે એટલી વિપત્તીઓ આવે, પરંતુ તે ધૈર્યવાન ને વિર મનુષ્ય પોતાના ઉદ્દેશથી એક ડગલું પણ પાછલ હઠતો નથી; ને નિર્બળ બની આગળ વધ્યાજ કરે છે. એવાં માણસો પોતાનાં ધારેલા સ્થળે કયારે પોહોંચીશું અથવા પોતાના ઉદ્દેશથી કયારે તેને લાભ થશે તેની પરવા કરતાં નથી; અને પોતાના માર્ગમાં આગળ વધ્યાજ જાય છે. આવી સતત્ મહેનત છતાં પણ જો કદિએ તેમને નિષ્ફળતા મળે તોએ, તે નિરાશ થઇ અધિર્ બનતાં નથી. ત્રીજો જ્યોર્જ રાજા એક દિવસ શિકાર માટે જતો હતો. માર્ગમાં એક સ્ત્રીને ધાસ કાપતાં દિઠી. ત્રીજા જ્યોર્જ રાજાએ પુછ્યું "તારો ધણી છે કે?" સ્ત્રી બોલી "હાજી, છે સાહેબ પણ આજે કાંઇ આ ગામના રાજાની વર્ષગાંઠ છે એમ મને કહેતો હોઇ રાજાના દર્શન કરવા સારૂં એ કામ ધંધો મુકીને ગયો છે." રાજાએ અજાયબીનું ડોળ ધાલી પુછ્યું "ત્યારે તું કાં નહી ગઇ?" સ્ત્રીએ જવાબ આપ્યો "એમાં જોવાનું શું છે? રાજા પણ એક મનુષ્યજ છેની? પ્રથમ આપણે, આપણી જરૂરીયાતો વિચારવી જોઇએ. જેઓ રાજાને મળવાને બહાંણે શહેરમાં ગયા છે, તેઓ સઘળાંએ આખા દિવસની મજુરી ખોહી છે. પણ મારે તો પાંચ બાળકોનું પોષણ કરવાનું હોઇ મહેનત વગર તો જીવાયજ નહિ" રાજા ત્રીજો જ્યોર્જ બાઇનું આ વિદ્વત્તા ભર્યું ભાષણ સમજી અજબ થયો તેટલો ખુશી

થયો. અને પોતાની જીદંગીમાંથી એક પણ પળને નકામી નહી જવા દેનાર આ બાઇને પોતાની એક સુંદર લોકેટ સખી અને એક સોના મહોર આપતાં કહયું" દરેકને તું કહેજે કે રાજા પોતે, અહીંઝેર તને મળવા આવ્યા હતા." આ રીતે જેઓ સંસારમાં ચતુરાઇથી પોતાનો ઉદયોગ કર્યાં જાય છે, તેને હંમેશાં સૌ સારૂંજ દિસે છે.

જે મનુષ્યો નિરંતર મનમાં ગરીબાઇનાજ વિચારો કર્યાં કરે છે, તેને તેવાજ સંયોગો મળતા રહે છે. અને તેથી કરીને તે હંમેશ ગરીબજ રહે છે. મનુષ્યની હાલની સ્થિતિ ગમે એવી હોય, પણ જો તે પોતાના મનમાં નિત્ય વઇભાવનાજ વિચારો કર્યાં કરે તો, તે વહેલો કે મોડો શ્રીમંત સ્થિતિ પ્રાપ્ત કરે છેજ! 'મારૂ નસીબ તો ઘણુંજ ખરાબ છે' કીંવા 'મ્હને આ ગમતું નથી' કે 'થઇ શકતું નથી' એમ આપણે લોકોના મોંથી વારંવાર સાંભળીએ છીએ. ખરેખર, એવા વિચાર તો પર-વારતાનેજ આવી શકે ? કેમકે જેનું ચિન્ત ઉદયોગ રહીત છે, તેનું ચિન્તં આખો દિવસ ભ્રમિત્ર રહે છે. તેથી તેને ગમે તેવાં સારાં કામમાંબી કરાર કે શાંતિ મળતી નથી. નિરૂપયોગી મનુ-ષ્યના ચિન્તમાં બુરા વિચારો પ્રવેશ થયા વિના રહેતા નથી. માટે જીંદગી માટે સર્વોન્તમ સાંધન આ છે કે યોગ્ય વખત સુધી ઉદયોગી શ્રમ કરવો અને પછીનો ઘટીત વખત વિશ્રાંતી લેવામાં ગાળવો.

આજ મંને અવકાશ કયાં ? કરીશ કામ એ કાલ,
જે સુખેં આવું બકે, તેનાં જાણજો હાલ હવાલ.
એક ઘડી પર ભાવ કયાં ? કોણે દીઠી કાલ ?
કાલ, 'કાળ લઇ આવશે, ઉડી જશે થઇ વરાળ.
ભવપાણી આવી ચઢે, તરવું અતિ મુશકેલ,

મોજાં ચઢશે જોશથી, સમજ વેઠયા ખેલ.
અગવડથી સગવડ મળે, દુઃખ વેઠે સુખ હોય;
કામ કરી આરામ કર, નહિ તો પાછળ રોય.

સમયનો સદુપયોગ નહિ કરનાર પોતાનું દુર્ભાગ્ય વધારે છે પ્રત્યેક મનુષ્ય થોડો થોડો વખત બચાવી તેમાં જે કાર્ય કરવાનું નિર્ણિત કર્યું હોય તે કરી લેવું. વખત કેવી રીતે બચાવવો અને તેનો સદુપયોગ કેમ કરવો તેનું એક દ્રષ્ટાંત અતરે જાણવા જેવું થઇ પડશે. એક વાર સર જોન સીંકન્કેલરે તેના એક મિત્ર મી૰ કોચરેનને પુછ્યું" તમે તમારા પુત્રને 'લેટીન' શીખવશો કે ?" કોચરેને ઉત્તર નકારમાં આપ્યો. ને કહયું "તે કરતાં કાંઇક વિશેષ સીખવવા હું ધારૂં છુ." સર જોન અજાયબીથી બોલ્યો "તે શું ?" ઉત્તર આપતાં કોચરેને કહ્યું "ઠંડા પાણી અને તખ્તા વિના હજામત કરતાં શીખવીશ" વાંચકોને આ વાકય વાંચી હસ્વું આવશે કે એટલા સમયમાં તે શું વખત બચવાનો હતો ? પરંતુ આ દિશાએ જેણે પોતાનાં મનને રોકયું છે, તેઓને વખતની કિંમતનો બરાબર અનુભવ થયો છે. એ પ્રમાણે હજામત કરનાર દસ મીનીટ, વિના કડાકુટે બચાવી શકે તો દર મહીને ખાસ્સા પાંચ કલાક એક ઓફીસરનો એક દિવસનો ટાઇમ, ને એક વિદ્યાર્થીનો શાળાનો વખત બચાવી શકાય છે. કે જે બચેલો વખત આપણે કોઇક વધુજ સારાં કામમાં ગાળી શકીએ.

એવું કહેવાય છે કે કામ અને ઉદ્યોગમાંજ સત્રળું રહસ્ય અને મહત્વ સમાએલાં છે." એક માણસ મહેનત ને ઉદ્યોગ થીજ પોતાને સંપુર્ણ સ્થિતિવાળો માણસ બનાવી શકે છે. ઉદ્યોગના અચળ હાથ ડરાંમણાં ગીચ જંગલોને, ફળદ્રુપ ખેતરો અને આબાદ શહેરોમાં ફેરવી નાંખે છે. ઉદ્યોગ ને મહેનતથી

માણસ પ્રસિદ્ધતા પાંમે છે. મનુષ્યના પ્રત્યેક કાર્યને તરનારાની ઉપમાં આપી શકાય કેમકે દર્યાના ઉછળતા મોજાઓ પ્રત્યેક પળે જેમ તે તરનારને ગળી જવાની ધાસ્તી આપે છે; તેવીજ રીતે આ ક્ષણભંગુર સંસારના હરેક કાર્યો ધૈય અને ઉધ્યોગની ગેરહાજરીમાં આપણને જરરજ ખતા ખવાડે છે. સંસ્કૃતમાં એ વિષે આપણને જે બોધ દીધો છે, તે અત્રે વાંચવા જેવો થઇ પડશે.

उत्सोह कित्क कापि शत्करतुका विन्घौद्यविध्वंसीनी।
नैराश्याङ्कुरनाशिनी सफकतासांनिध्य सम्पादिनि ॥
सद्यः सिद्धिविधापिनि निरुपमानन्दौघसंस्पान्दिनी ।
श्रेयः शत्कििवकािशिनि महति वा कार्ये समृत्साहिनी ॥

**

उत्साहो यदि मानसे प्रथमतो मध्येवसाने तथा ।
कुर्वैऽवश्यामिदं भवेद दृढतरश्चैवंविद्यो निच्यः ॥
आयान्तु प्रचुरास्तदा कृतिपथे विन्घास्ताथापि स्वयं ।
दीनास्ते बकाहिननामुपगता कीना भवन्ति अणात् ॥

**

विन्धास्तसन्सि हि तावदेव बाकिनः कर्त्तव्यसंरोधका ।
पावद् हुबंकत्ता मनः शिथीकता कुर्तू रुचेर्मन्दता ॥
चेर्द्दुत्साहविनिश्चयोभयबकं जागाति हृन्मान्दिरे ।
किं कर्नू प्रतिबनधनं अणभकतं विन्घा वराका इमे ॥

અર્થ:-

"ખરેખર! કાર્ય કરતી વખતે ઉત્પન્ન થતાં મનના ઉત્સાહમાં કોઇપણ અતુલ અલૌકિક શક્તિ રહેલી છે, કે જે શક્તિ

કર્તવ્યના માર્ગમાં આવતાં વિઘ્નોના મોટા સમુહને ક્ષણ વારમાં વિખેરી નાંખે છે. નિરાશાના અંકુરને સમુળગા છેદી નાંખે છે, કાર્ય સફળ થવાની આશાનાં કિરણો ફેંકીને આશ્વાસન આપતાં કર્તવ્ય સાંધનના પરિશ્રમને દુર કરી મનને શાંતી ઉપજાવે છે; મુશકેલી ભરેલા કાર્યની પણ સત્વર સિદ્ધિ કરી આપે છે, અને તેથી અનુપમ આનંદ પ્રવાહ પ્રચલિત થાય છે; એટલુંજ નહી પણ શ્રેયસ્સાધક બીજી શકિતઓને વિકસિત બનાવવાની સાથે બીજાં મોટાં અને મુશકેલી ભરેલાં સત્કાર્યો કરવાનું માનસિક બળ અર્પી તે તરફ પ્રયાણ કરવાની પ્રેરણા કરે છે." ( ૩૩ )

"કાર્યની શરૂઆતમાં, મધ્ય ભાગમાં અને છેવટે કાર્યના અંત પર્યન્ત જો મનનો ઉત્સાહ તેવોને તેવો કાયમ રહે છે, અને તેની સાથે "આ કાર્ય તો હું અવશ્ય કરીશ" આવા પ્રકારનો મજબુત માનસિક નિશ્ચય હોય છે, તો પછી કાર્યની અટકાયત કરનાર આડ ખીલીઓ ગમે તેટલી આવે અને વિઘ્નો પણ ગમે તેવાં જબરદસ્ત આવે પણ ઉત્સાહને દૃઢ નિશ્ચય સાંમે તે વિઘ્નો બળહિન થઇ દીનની માફક એક ક્ષણમાં લિન થઇ જાય છે; અને ઉભી થએલી આડ ખીલીઓ દુર થઇ જતાં કર્તવ્ય સુખે સુખે સાંધી શકાય છે." ( ૩૪ )

"જ્યાંસુધી કર્તવ્ય બજાવવાની ઇચ્છા પ્રબળ થઇ નથી, મનમાં પણ કેટલાએક સંકલ્પ વિકલ્પો થયા કરે કે 'આ કાર્ય કેમ પાર પડશે, અરેરે! આમાં હું કયાં આવી ભરાયો? નિર્વાહ કરવા જેટલાં કયાં મારી પાસે સાંધનો છે?' એવી રીતે મન ઢચુપચુ થતું હોય, અને દુર્બળતા સેવાતી હોય ત્યાં સુધી ચારે તરફથી વિઘ્નો આવવા માંડે છે, અને પ્રબળતાથી કર્તવ્ય બજાવતાં અટકાયત કરેછે. પણ જયારે તે માણસના હૃદય–

મંદિરમાં ઉત્સાહ અને દૃઢ નિશ્ચય એ બે વસ્તુનું બળ પ્રદિપ્ત થાય છે, અને શિથીલતા દુર્બળતા મન્દરૂચી વિગેરે દુર ભાગી જાય છે, ત્યારે બાપડાં વિઘ્નો એક ક્ષણભર પણ ટકી શકતાં નથી; તો પછી કાર્યને અટકાયત કરવાની તો વાતજ શી કરવી! અર્થાત માણસ દુર્બળ બની જાય છે, તો વિઘ્નો જોર કરી જાય છે; પણ સમળ બને છે તો ' વિઘ્નો કંઇ કરી શકતાં નથી " ( ૩૫ )

પ્રિયવાંચકો! તમે અખિલ વિશ્વમાં વ્યાપી રહેલી નિયમિતતાનો વિચાર કરો આપણી આસપાસ બ્રહ્મ જગતનો વ્યવહાર કેવો નિયમિત જરાએ તુટ્યા વિના ચાલ્યો જાય છે. તારા અને ગ્રહો નિયમિત વેળાસર પ્રકાશે છે અને પાછા અસ્ત થઇ જાય છે. ટુકમાં કહીએ તો બધો વિશ્વ વ્યવહાર કોઇ અચળ નિયમને અનુ સરીનેજ કાર્ય કરે છે; તો પછી આપણે કાંઇ પણ લક્ષ્ય વિના એક સુકાંન વિનાની નૌકાની પેઠે અનિશ્ચીત રીતે જીવન ગાળવું એ સૃષ્ટિ નિયમથી વિરૂદ્ધ છે. વધારે તપાસ કરતાં તમને જણાશે કે, આ અવનિમાં ઇશ્વરી નિયમ જરાએ થોભ્યા વિના સતત કામ કરી રહયો છે. તેજ પ્રમાણે જે મનુષ્ય પોતાના જીવનનો વ્યવહાર ચલાવે છે તેને કોઇ બીજા કરતાં વિશેષ આનંદ અને સુખની પ્રાપ્તિ થાય છે. અને જે ઇનશાંન ઇશ્વરી કાયદાથી વિરૂદ્ધ વર્તી સમૂદ્રના મોજાંમાં અફડાતા લાંકડાંની પેઠે ગમે એમ જીવનમાં વર્તે છે; તેને શોક તથા 'પશ્ચાતાપ સિવાય બીજું કશુએ મળતું નથી. માટે અસ્થિરતા, ચંચલતા અને અનિયમિતપણાંનો ત્યાગ કરી જીવનનું સાર્થક કરવા પ્રયત્યન શીલ થાઓ.

કેટલાંકોનું એમ કહેવું છે કે, અમારાથી અમુક અમુક ચીજ થઇ શકતી નથી કેમકે બાણની કાદમ્બરી આગળ મઘ કે પદ્મની શી બિસાદ? આવા નિરાશા જનક શબ્દોથી

મનુષ્ય પોતાની ઉન્નતિમાં પોતેજ આડો પડે છે. એવાં મનુષ્યોએ જાણવું જરૂરી છે કે "એક વાત જુદા જુદાના મુખમાંથી નિકળે તેમાં પણ કંઈ રૂસાન્તર થાય છે, તે નવુંજ સમજવું. ઘણાંકાળની વાતનું પુનઃરાવર્તન થવું એ પણ નવું છે. ચાલતી વાદવિવાદમાંથી સામાન્ય દ્રષ્ટિથી ન જણાતી ખુબી કે ખોડ પ્રસિધ્ધ કરી આપવી એ પણ નવુંજ છે." મનુષ્યનો દઢ સંકલ્પ અને પ્રયત્ન જગતમાં શું ન કરી શકે? એને માટે લોર્ડ બેકનશીલ્ડનું ઉદાહરણ સમજવા જેવું છે. જ્યારે તેણે પાર્લામેંટમાં પ્રથમ ભાષણ કર્યું, ત્યારે બધાએ તેને હસી કાઢયો, અને તેને બેસી જવાની બધા ઉમરાવો બુમો પાડવા લાગ્યા. એમ છતાં તે નિરાશ ન હોતો બન્યો. પરંતુ બીજા ઉમરાવોને ખાસ માન આપવા તે બેસી ગયો, મગર બેસી જવા અગાઉ તે બોલ્યો "મેં બાહુવાર અનેક કાર્યો આરંભ્યા છે; અને તે દરેક કાર્યમાં પેહેલ્લીવાર મને સંખ્યાબંધ વિઘ્નો નડયાં છે. પરંતું પાછળથી તેજ કામમાં મેં ઉત્તમ લાભ મેળવ્યો છે. માટે હાલ તો આપ સર્વ મેમબરોની આજ્ઞાને તાબે થાઉં છું, પણ જેમ તમે મને બેસી જવાની ફરજ પાડી, તેમ તમે મને ઘણી વેળા ઉભો થવાની પણ સ્પૃહા રાખશો એટલું કહી તે બેસી ગયો લોર્ડ બેકનશીલ્ડ દઢતા રાખી પોતે પોતાના કાર્યમાં મચી રહયો તો અંતે એક વખત એવો આવ્યો કે, ઇગ્લાંડના તમામ લોક તેને સાંભળવા ઉત્સુક રહેતાં.

દંતકથામાં જણાવ્યા મુજબ ટીટોડાએ મહાસાગરમાંનું પાણી ખાલી કરી નાંખવાની પોતાનામાં શકિત માની જેમ તે કામ આરંભ્યું હતું, તેવી રીતની શકિત, પ્રત્યેક મનુષ્યમાં હોવી જોઇએ જે મનુષ્ય જીંદગીને ચાહતું હોય, તેણે મહેનત કરવી જોઇએ મેહનત કરવી કડવું છે ખરૂં! પરંતુ તેનાં ફળ મીઠાં છે. આ દુનીઆમાં પ્રત્યેક ચીજનું તથા હરેક ચમત્કારનું મુળજ મહેનત છે. કોઇપણ પ્રમાણિક ધંધાને હલકો ગણવાનો આપણને હક નથી

એક કારીગરે ખસખસનો હાર બનાવી પોતાના શહેરના પાદશાહ આગળ કંઇક ઇનામની આશાથી ધર્યો. પાદશાહે તે હાર જોઇને કહયુ" જો તમો વખતનો સદુપયોગ પુર્ણ કર્યો હોત તો આ હાર બનાવા કરતાં, તમે બીજાં વધારે સારાં કામો કરી શકતે. અને આ ઉપરથી તમારા હારની કીંમત એક ટોપલો ખસખસ સિવાય વધુ લાગતી નથી."

ડો. ગાઇગરના જણાવવા મુજબ ખબરદારી અને વહેલાં ઉઠી પોતાને કામે લાગી ઉદયોગી થવું એ પુરાતન ઇરાંનીઓનો મોટો સદગુણ ગણાતો હતો. work is worship આ કહેવત આજની સદીનો મુદ્રાલેખ ગણાવો જોઇએ. આળસ એ દુ:ખ અને દરિદ્રતાનું મુળ છે. એવાં મનુષ્યો ઉદાસ દિલના અને બેચેન દિહામાં આવે છે. દરિદતા, જે મનુષ્ય જાતનો કટટો વેરી છે, તે વેરીને મારી હઠાવનાર હઠીઆર તે ઉદયોગ છે, અને દીલગીરી તેમજ ઉદાસી જે માનવ જાતનું પ્રાણઘાતક દર્દ છે; તે દર્દને દફે કરનારી દવા તે મહેનત છે. ઉદયોગ સારાં નસીબની માતા છે-પૈસો ઉદયોગનો ગુલામ છે; અને ઉદયોગ એક એવું ધન છે કે જેને કોઇ છીનવી લઇ શકતું નથી. "ગોસ્તે ફ્રયાન" નામક પહેલવી ભાષામાં લખાએલી એક ચોપડીમાં પશ્ન કરવામાં આવ્યો છે કે" કયો ખોરાક વધારે મનપસંદ અને લહેઝતદાર છે ?" ઉત્તરમાં કહેવામાં આવ્યુ છે કે "ખોરાક તેજ વધારે મનપસંદ અને લહેઝતદાર છે કે જે માણસ પોતે પ્રમાણીક ઉદયોગથી મેળવીને ખાય છે." જુના વખતમાં ઇજીપશ્યનો આળસુ માણસોને એક મોટા અપરાધી તરીકે શિક્ષા કરતા હતા. અને સોલનના, કાયદા તુસાર આળસુ ને ભટકંતા માણસોને મોતની સજા કરવામાં આવતી હતી. અને આ બધાં કારણોને લીધેજ ઉદયોગને વખાંણવામાં આવ્યો છે. વીસ્પરદ કરદા ૧૫ માં આવે છે કે,–

અવ પધો, અવ ઝસ્તે, અવ ઉપિ, દાયંદવેમ, મજદયસ્ન જરથુસ્ત્રયો ! દાઇત્યનાંમ, રથ્વ્યનાંમ, હુવર્શતનાંમ, શક્યોથનનાંમ વેરઝાઈ, પઇરિ અધાઇત્યનાંમ, અર્થવ્યનાંમ, દુઝેવર્સ્તનાંમ શક્યોથનનાંમ વરેઝાઇ વેરેઝયતનાંમ હ્યવોહુ વાસતવં, ઉપમ્ન અનુપમ્નાઇસ દસ્તે.

અર્થ—"અએ માઝદીયસ્ની જરથોસ્તીઓ! લાયક, વખત સરના અને નેક કામો કરવાને માટે તથા નાલાયક, કવખતના અને દુષ્ટ કામો નહિ કરવાને માટે તમો તમારા હાથ, પગ તથા તમારી હુશ્યારી રાખો. આ દુનીઆમાં તમો સારો ઉદ્યોગ કરો; અને તંગીમાં આવી પડેલાંઓને મદદ કરો."

એજ રીતનું ફર્માન 'ગીતા'માં આવ્યું છે કે:—

नावद्यं प्रचुरं न चापि भवति प्रापः परेषा अति—
यंत्र स्वकपयरिश्रमेपि बहुको कामः समासाधते ॥
उद्योगश्च तथा विद्यसुखकरो नैश्चिन्त्यसम्पादकः।
संशोध्यो गृहिणा शुभाशयवता वुद्धया दशा दीर्घया ॥

અર્થ—"જે ઉદ્યોગમાં નિતી અને ધર્મને બાધ લાગે તેવા દોષો ઉત્પન્ન થવાનો સંભવ ન હોય, તેમજ પોતાના કુટુંબીઓ, સંબંધીઓ, દેશબંધુઓ કે અન્ય કોઇના હકને ધક્કો લાગે તેમ ન હોય, જેમાં થોડે પરિશ્રમે વધારે લાભ મળવાનો સંભવ હોય અને પોતાની શક્તિ ઉપરાંત નુકશાની પહોંચવાનો પણ સંભવ ન હોય, તેવા પ્રકારનો ઉદ્યોગ કે જે ભવિષ્યની ચિંતા દુર કરનાર હોવાની સાથે વર્તમાનમાં પણ. લાંબી ચિંતાઓમાં ઉતારનાર ન હોય અને શારિરીક તેમજ માનસિક બંન્ને પ્રકારના સુખને અર્પનાર હોય તેવો ઉદ્યોગ સારા અક્ષયવાળા વિચક્ષણ ગૃહસ્થોએ દીર્ઘદષ્ટિ અને વિશાળ બુદ્ધિવડે શોધી કાઢવો જોઇએ, કે જેથી પોતાને અને કુટુંબને નિશ્ચીંતપણાંની સાથે સ્વસ્થતા પ્રાપ્ત થાય" (૨૧૧.)

ઉપરોક્ત વિવેચન પછી સર્વે સજ્જન વાંચકો જોઇ શકશે કે, કોઇપણ કાર્ય ઉત્સાહથી મંડયાં રહયા વગર પાર પડતું નથી. કીડીઓ, મધમાંખો, અને બીજા પ્રાણી પોતાના કામમાં કેવાં મંડયા રહે છે. તે જોઇ આપણે તેમનો દાખલો ગ્રહણ કરવો જોઇએ. પોતાના દેશને સ્વતંત્ર કરનાર રોબેટ બ્રુસ નામક સ્કોટલાંડનો રાજા છ વાર પોતાના યત્નમાં નિષ્ફળ થવાથી નિરુત્સાહી બનીને એક ઝુંપડામાં ભરાયો. અને પોતે હવે કેવાં પગલાં ભરવાં તેનાં વિચારમાં પડયો. એટલામાં તેની દૃષ્ટિ છાપરાં ભણી ગઇ. તો છાપરેથી એક કરોળીઓ પાટડીએ જવાને મથતો હતો. તેણે છ વાર યત્ન કીધો અને તે બધા નિષ્ફળ ગયા. પરંતુ સાતમી વાર યત્ન કરતાં તેનો વિજય થયો. આથી બ્રુસને લાગ્યું કે શું હું કરોળીઆથી પણ ગયો ? તે આ વિચારથી તુરતજ ઉઠયો અને સાતમીવાર પોતાના શત્રુ પર તે ચઢાઇ લઇ ગયો. અને ખરેખર તેમાં તેનીજ ફતેહ થઇ. એકવારની મુસાફરીમાં પડેલાં દુઃખથી કંટાળીને કોલમબસે જો પોતાનું કાર્ય ચાલું રાખ્યું નહોત તો તે કદિ પણ અમેરિકા ખંડ શોધી શકત નહી. શિવાજીને હાર ખાવાના અનેક પ્રસંગો આવતાં છતાં તે હિમંતથી આગળ ચાલ્યો તો ભવિષ્યમાં મરાઠી રાજ્યની સ્થાપના કરી શકયો, સતત શ્રમ વગર બુધ્ધી બહુ કામ કરી શકતી નથી; તેમ વળી ઉત્સાહ વિના કામ સંપુંર્ણ પાર પડતાં નથી. એક ચિત્રકાર પોતાના ચિત્રોમાં એક પ્રકારનો એવો સુદર્ લાલ રંગ પુરતો હતો, કે જેવો, રંગ અન્ય ચિત્રકારો બનાવી શકતાજ નહી. આખરે એ મહાન ચિત્રકાર મૃત્યવશ થયો ત્યારે એનો ભેદ અને રંગનું રહસ્ય ઉઘડી ગયું. તેનું શરીર તપાસતાં એમ માલમ પડયુ કે, તેના હદયમાં એક ઘા હતો; તેમાંથી તે લાલ રંગ પોતના ચિત્રમાં પુરતો હતો. અર્થાત કહેવાની મતલબ આંમ.

કામ પોતાનું ચિન્ત લગાડીને ચ

સુધી તે તેમાં પુરેપુરો–સંપુર્ણ જય પામતો નથી. માટે જે કામ લેવું, તેમાં ઉદ્યોગ અને આસહિતથી મન, આત્માને અંતકરણ પુર્ણ મુકીને મંડયા રહેવું, એટલે તે ઉત્તમ થયા વિના રહેશે નહિજ! એક કામ ન થયું તો બીજું, અને બીજું ન થયું તે પડતું મુકીને ત્રીજું કામ હાથ ધરનાર હંમેશાં નિષ્ફળ થયા વિના રહેતો નથી. જે કામ માથે લીધું તે પાર પાડવુંજ જોઇએ; એવો દૃઢ નિશ્ચય કરીને; તે જયાં સુધી સિદ્ધ ન થાય ત્યાંસુધી તેની પાછળ વળગી રહેવું જોઇએ. મહાન લેખકો, કવિઓ, ચિત્રકારો અને વકતાઓ પોતાના કામમાં એકદમ ફતેહ પામતાં નથી. તેઓ ગમે એવા બુધ્ધિમાન હોય તો એ એક કામ અનેકવાર કરે છે. પરંતુ પાછળ હટતા નથી. એક દિવસે લશકરમાં એક નાના બેંડ વગાડનાર છોકરાને તેની સાઇડનું લશકર હારી જવા છતે આગલ પગલાં ભરતાં તે બેંડ વજાડતો હતો. તે જોઇ નેપોલ્યને તેને પકડી મંગાવી ધમકાવતાં કહયું "એકદમ અહિંથી ચાલી જા–હવે હું તને આગળ વધવા દઇશ નહિ. માટે પાછળ હટી જા "પેલા બેંડ વગાડનાર છોકરાએ હિંમતથી કહયું" સાહેબ, હમને હમારા દેશે કે માબાપે કદિપી પાછળ હટતાં શીખવ્યું જ નથી" અને આ ડહાપણનો જવાબ સમજી નેપોલ્યન બહુ ખુશ થઇ ગયો. અમુક કામ તો અઘરૂ છે માટે મારાથી ન થાય, આપણે ગરીબ તે નહિ થાય.' આમ ઘણાંકો કહે છે, પરંતુ તેઓ જાણતાં નથી કે આવાં વાકયો આપણો ઉત્સાહ ગુપ્ત રીતે તોડી નાંખે છે. માટે બહેતર આજ છે કે તમો કયા દરવાજાએથી જીંદગીમાં ખુદા તાલાના બાગમાં આવ્યા છો તે ના પુછો, પણ તમને સોંપવામાં આવેલા શાંત ખુણામાં કયારાઓ બનાવવા માટી ખોદવામાં મશગુલ રહો. એવું કહેવાને કે,—

There is no great or small,
To the soul that maketh all.
For where it cometh, all things are,
And it cometh every where.

# પ્રકરણ ૮ મું.



## દુઃખીઓને સુખી કરવાં એ સર્વેનો ધર્મ છે.

Where'er thou meetest a humon foim,
Less favoured than thy own;
Remember'tis thy neighbour waraın,
Thy brother or thy son."

દુનીઆ શું સુખી છે? તમે તમારા સુખથી આખી જગતને સુખી માનતાં હો તો તેમાં તમારી ભુલ છે. દુનીઆમાં તમો ફરો; તો જણાશે કે, તમારા બીજાં ભાઇબંધ દુઃખથી કેવાં રીબે છે? એક ધનાઢ્ય રોજીંદી ચારથી પાંચ વાંનીનું મીષ્ટાંણુ ખાય છે; જ્યારે આપણા ગરીબ લોકોને સુકી રોટી ખાવાની એ મળતી નથી. શ્રીમંત મોટર કીંચીંત ગાડીઘોડામાં ફરે છે, જ્યારે નિર્ધનોનાં તો પગ વટીક દુઃખોથી કંતાઇ ગયા છે. એમ છતાં તમો સુખી બધાને ગણો છો; એ સર્વોમ મુર્ખાઇ નહી તો બીજું શું? ગરીબોને હિણવા, તેમને જોઇ દાંત કચાવવા, અને તેમનાં વસ્ત્ર જોઇ મોંએ રૂમાલ દાબવો એ શું શ્રીમંતોની અજ્ઞાનતા નથી? શું તે લોકમાં દયા જેવું છે? આપણા જરથોસ્તી મહઝબે આપ સ્વાર્થવાળી જીદંગીને વખોડી કાઢી છે. જે આપીને ખાય છે તેનેજ માટે સ્વર્ગના દ્વાર ઉઘાડા છે. તેવાં ભલાં આત્માઓનેજ જરથુસ્ત પેગામ્બર પોતાનો હાથ આપી આપણને સ્વર્ગમાં હર્ષિત જીગરે લેશે; બાકી જેઓ સ્વાર્થીને એકલપેટા છે, તેઓ પર ખુદા કયામતને દિવસે કદીએ રહેમ કરશે નહિ. દુનીઆ કેવી વિચીત્ર છે? તેનો ભરસો કેવોછે? છતાંએ શ્રીમંતોનો રોબ કોઇજ રીતે ઓછો નથી. પણ ધારો કે તમો તમારી અબલખ દોલત મુકીને ઓચીંતાંજ મૃત્ય આધિન થાવ તો! અગર તો તમારી દોલત

તેજ રાત્રે ગુમ થઇ જાય તો ! અગર તમારી પર ઓચીતી કાંઇ આફત આવી પડે તો ? ખરેખર, ત્યારેજ તેમને ભાન થાય છે કે, આ દુનીઆંની કોઇપણ ખાકી વસ્તુ કોઇની રહી નથી તેમ મારી પણ નહોતીજ રહી. ઇશ્વરે આપ્યું છે; અને તેમાંથી દુનીઆનાં બીજાં ગરીબોને મદદ કરવી જોઇએજ એમ ગણીને સહાય થવું એના જેવું બીજું કયું પરમાર્થ હોઇ શકે ? જાણીતા મર્હુમ કવી શ્રીયુત બેરામજી મલબારી સત્ય વચન ઉચારી ગયા છે કે—

પ્રભુની પ્રજા સૌ સદા સંપી ચાલો–બુરે કાળ
કંગાળને માલ આલો;
પડે દામતે દેવનામે ઉધારો–ભુખ્યાં ભૂખ ભાંગી
દુઃખો સૌ નિવારો.
કહુ કારમી આય કાચા કઢંગી–મતા, માલ,
માયા મઝા સૌ પતંગી;
ભરી હોય જો માલકેરી વખારો–ભુખ્યાં ભુખ
ભાંગી દુઃખો સૌ નિવારો.
ખરે દુઃખીઓ સુખીઆનો હવાલો–સુખી શેઠયાં
દુઃખીઆં આપ પાળો;
દુઃખી ડુબતાં હાથ આપી ઉગારો–ભુખ્યાં ભુખ
ભાંગી દુઃખો સૌ નિવારો.
દુઃખી આંધળાં પાંગળાંને તપાસો–પુછો જીવશું
મોકલો કેમ નાસો;
પછી દુખીઆંઓની સ્થિતિ સુધારો–ભુખ્યા ભુખ
ભાંગી દુઃખો સૌ નિવારો.
મળે દાનનું દામ શ્રીનાથ હાથે–પ્રભુ, વાળશે
ત્રીણ સૌ બ્યાજ સાથે;
ધરો ધીરવાના હજારો પ્રકારો–ભુખ્યાં ભુખ ભાંગી
દુઃખો સૌ નિવારો.

ખરો તે પ્રતાપી ખરો ભાગ્યશાળી–ઠરાવે દુઃખીને
સદા જે દિવાળી,
દુઃખી જીવડા માનશે ઉપકારો–ભુખ્યાં ભુખ ભાંગી
દુઃખો સૌ નિવારો.

દુઃખ વિના સુખ તણી નવ કસોતી થાય એ મુજબ શ્રીમંતોને નિર્ધનોની દરકાર નથી. પડેગી તો બુઝેગીની કહેતી મુસાર પછી જયારે તેનો તેવો વખત આવે છે, ત્યારેજ તેને શીક્ષણ મળે છે. અનુભવ એ મોટામાં મોટો શિક્ષક છે. એક પાદશાહ એક ગુલામની સાથે એક વહાણમાં બેઠેલો હતો, પણ ગુલામે કોઇ વાર દર્યો જોયો નહોતો અને વળી વહાણની પીડાની અજમાએશ તેણે મેળવી નહોતી. એટલે એણે ખુબ રોવા માંડયું. અને આખા બદનમાં ધ્રુજરી થઇ રહી. તેને ગમે એટલીબી ધીરજ આપવામાં આવી પરંતુ તે છતાંએ એ અભણ ગુલામ શાંતી પકડેજ શાંનો ? આથી રાજા કંટાળી ગયો. અને હવે શું કરવું એ તેને સુઝયું નહી. એક કોઇ અકકલમંદ માણસ વહાણ પર હતો તેણે કહયું "જહાંપનાહ ! જો તું હુકમ આપે તો હું એને એક રીતે મુંગો રાખી શકું" રાજાનો જવાબ મળતાંજ અકકલમંદે પેલા ગુલામને દર્યામાં ફેંકી દીધો. પાણીમાં ગુલામે ઘણાંક તરફડીઆં માર્યાં. અને પછી પેલા અકકલમંદે તેના બાલ પકડી લીધા, ને વહાણ નજીક લાવી તેનાં સુકાંન સાથે તેના બે હાથો બાંધી ટાંગી રાખ્યો. કલાક પસાર થવા કેડે તેને છુટો કીધો અને પછી તે ગુલામ એક ખુણાંમાં શાંત થઇ બેઠો. રાજાએ પુછયું "એ શી રીતે શાંત થયો ?" ત્યારે અકકલમંદે સમજાવ્યું કે "ડુબી જવાની આફત તેણે પ્રથમ અજમાવી નહોતી, અને વહાણની સલામતીની કદર તેનાં જાણમાં નહોતી" એજ રીતે સુખની કદર તેજ જાણે છે કે, જે મુસીબતમાં ગીરફતાર થાય છે. શ્યાદીએ વાજબી કહયું છે કે :—

ગર હસ્ત દસ્ત–દસ્તે ફ્રેરોમાંનદેગા બેગીર,
દરીઆબ્વક્તો દાદ ફ્રેરોમાંનદેગાં બેગીર.

શ્રીમંત થયાં તેથી તમારે તમારાં બીજાં ભાઇબંધ મનુ-ષ્યોને ધિક્કારવાના નથી. દરેક ઉપર પ્રીત રાખો હેત પ્રીત રાખવી એતો ધર્મનું સુત્ર છે. તમારી પાસે જે કાંઇ વધા-રાનું હોય તે ગરીબોને આપી દયો. કાંકે તમારૂ પોતાનું શું છે? તમો પોતે તમારી માલેકીના નથી, તો દુનીઆંની વસ્તુઓ તે તમારી શી રીતે હોઇ શકે? પરંતુ આપણે જોઇએ છીએ કે એથી ઉંધોજ ક્રમ અનાદિમાં ચાલ્યો જાય છે. કાં કે રણ ભૂમિપર ખુશીથી શરીરનો ત્યાગ લોકો કરશે. પરંતું દાન આપતી વેળા તેઓ એટલો બધો જીવ રાખશે નહિ. શોધવા જનારને અનેક ચીજ મળી શકશે; મગર એકાદ દાનવીર મળી આવવાની તો ખાત્રી ભાગ્યેજ રહે છે. ઘણાંકો જીવતા જીવત દાન કરતા નથી, જ્યારે મૃત્યવશ થાય છે; ત્યારેજ પોતાની મોટી દોલત દાનમાં આપી જાય છે. પણ એ શા ખપનું? તમો જેટલું હાથે કરશો તેટલુંજ તમારી સાથે ત્યાંય આવશે. મૃત્ય પછી કરેલી સખાવતથી સ્વર્ગ મળતું નથી. પૈસાથી સ્વર્ગ જો મળતું હોત તો કુદરત ઇન્સાફી કહેવાત નહિ. કૃપણ લોકો ખરેજ ધિક્કારને પાત્ર છે. પરંતુ જેઓ ઉદાર દિલ ધરાવે છે તેઓ ગોયા ધનને શરીરનો મેલ સમજી સામાને આપી દેવામાં કશો વિલંબ કરતાં નથી. અને પોતે આપીનેજ્રી આનંદ માને છે. દાનનો સંકલ્પ કરતી વખતે હાથમાં દરભર રાખવાથી ધનને તરણ સમાન ગણીને દેવાનું સુચવે છે; અને આ લોકમાં એકગણું આપીને પરલોકમાં કરોડપણું લેનારા છતાં પણ કીર્તી-નેજ તેઓ પાત્ર છે, એલીઝાકુક કહે છે કે "જેઓ જીવનનાં વિકટમાં વિકટ માર્ગે ભારે દુ:ખથી દબાએલા નિર્બળ બંધુ-ઓને આનંદ આપવાનો પ્રયાસ કરે છે; અને જેઓ પોતાનું

કુટુંબ બહુ વિશાળ હોવાને લીધે પોતાની સ્થિતિ જોઇએ તેટલી સારી હોતી નથી તે છતાં પણ એક નિરાધાર મનુષ્યને પોતાનું હૃદયને ભોજન આપે છે, જેઓ પોતાને અર્ધો ભુખમરો હોવા છતાં દુઃખમાં પિડાતા ભુખ્યાંને અન્ન આપે છે; જેઓ પોતાના થોડામાંથી થોડું બચાવીને જેમની પાસે થોડું પણ ન હોય તેવાંઓને આપે છે; જેઓ પોતાને જરૂર હોવા છતાં બીજાની જરૂરીયાત વધારે જોઇને દયાથી દ્રવી ઉઠે છે તેઓજ ઉદારતાના સાચા અનુયાયી છે-દયાના સાચ્ચા પુત્રો છે-દયાના સાચા પરોપકારી અને ખરા ધાર્મિક તથા આસ્તિક છે. દયાળુ માણસ પર નસીબદેવી પ્રસન્ન થઇને જો સોનાનો વરસાદ વરસાવે છે તો તે છુટે હાથે ગરીબોને દાન આપે છે; અને નિરાધારોને પોષે છે. સ્વભાવથીજ જે સદાચારી ન્યાયીને પરોપકારી હોય છે તે એવી રીતે જીવનહેતુને સિધ્ધ કરે છે. તેહેને સુપ્રત થએલું દ્રવ્ય સારામાં સારી રીતે વપરાય છે. તે દુઃખી માણસનું ઘર દેખીને નાસી જતો નથી. પરંતુ તેહેને તેહેના ઝુંપડામાંજ જઇને મળે છે. તે કેદીને કેદખાનામાં મળે છે, અને સર્વે મનુષ્યોને તે પોતાનાં સગાં માને છે. આખી પૃથ્વીને પોતાનો દેશ માને છે. તમારાથી જેટલું બચાવી શકાય તેટલું આપો અને તમે ખાત્રી રાખજો કે જે ગરીબને સહાય આપે છે તેજ આપણા કર્તાની ખરી સેવા ઉઠાવે છે."
ડૉ૦ હાઉગે કહયું છે કે—

Just as a heavenly Lord is to be chosen, so is an earthly master for the sake of righteousness (to be) the giver of good thoughts and of the actions of life towards Mâzda, and the dominion is for the Lord (Ahura) whom the (Mazda) has given as a protector of the poor.

યાને-જે મુસાફિર હબવીક સરદાર પસંદ કરવો જોઇએ, તેજ પ્રમાણે ભલાને ખાતર દુન્યવિ શિક્ષક પસંદ કરવો જોઇએ, કે જે ઇશ્વરને માટેના જીંદગીના કાર્યોનો અને ભલાજ વિચારોનો આપનાર થાય. રાજ્ય સત્તા સરદાર (ઇશ્વર)ની છે. જેને તેણે (પ્રભુએ) ગરીબોના રક્ષણ કર્તા તરીકે આપ્યો છે.

"ગુલેસ્તાન"માં એક બહુ સરસ વાર્તા આવી છે, કે એક દિવસે પેગામ્બર યહીઆની ધારે આગળ એક અરબ શક્ત જે જુલ્મી હતો તે હજ સારૂ આવ્યો. તેણે નેમાજ કીધી અને દુવા ચાહી. તેટલાં એક પરહેજગાર પણ ગરીબ માણસ ત્યાં આવ્યો અને મોટા અવાજે દુવા ચાહતાં નીચે મુજબ કહ્યું કે—

**"દરવેશ અને તવંગર આ દરવાજાની ખાકના બંદા છે,**
**અને જેઓ વધારે પૈસાદાર છે તેઓ વધારે**
**અહેતાજમંદ છે."**

આ સમજી રાજા તેના પ્રતિ ફરીને બોલ્યો "ખરેખર! દુવાતો દરવેશોનીજ ચઢીઆતી છે. અને સાચ્ચો વ્યવહાર તે તેઓનોજ છે. પરંતુ હાલ તું મારા પર મન લગાડ, કારણ કે એક સખ્ત શતરૂના હુમલાથી હું અંદેશામાં છું" તુરતજ પેલા પરહેજગારે કહ્યું "નબળી રઇયતપર તું દયા કર; કે જેથી જોરાવર શતરૂથી તું જહેમત ન જોય. જોરાવર બાજુથી અને હાથના પંજાના જોરથી, નાતવાન ગરીબના પંજાને તોડી નાંખવો એ ગુનાહ છે. જે ધણી નિર્ધનો ઉપર દયા નથી ધરતો તેને પણ તેનાં એવા સમયે કોઇજ કદર કરી દયા ધરશે નહિ. માટે કાનમાંથી ૨ તું બહાર કાઢ અને દુનીઆના લોકને ઇન્સાફ આપ. અગર જો તું ઇન્સાફ નહિ આપશે તો પછી ઇન્સાફનો દિવસ તો છેજ. સઘળાં માણસો એકબીજાના

સાંધા જેવાં છે, કારણ કે તેઓ એકજ મુળમાંથી ઉત્પન્ન થએલાં છે. જયારે એક સાંધો દુઃખ ભોગવે છે, ત્યારે બીજા સાંધાઓને કરાર રહેતો નથી. ત્યારે તું કે જે બીજાઓના દુઃખથી નફકરો છે. અને તેથી તુને ઘટારત નથી કે લોકો તને 'આદમી' કહે." ભોજો ભકત નામે એક કવિના શબ્દો અત્રે વાજબી થઇ પડશે. તે કહે છે કેઃ—

સુરખો રળી રળી કમાંણોરે—માથે મેલશે મોટો પાણો;
ધાઇ ધુતીને ધન ભેળું કીધું—કોટી ધ્વજ કહે વાણો.
પુણ્યને નામે પા જેન વાવર્યો—અપવ્યયથી લુટાણોરે;
ભર્યા કોઠાર તારા ધર્યા રહેશે—નહિ આવે સાથે એક દાણો.
મસાંનની રાખમાં રોળાઇ ગયા કંઇક—કોણ રંક ને કોણ રાણોરે
મંદિર માળીઆં મેલી કરીને—નીચે જઇ ઠેરાણો;
ભોજો ભગવત કહે મુવા પુઠે—જીવ ઘણો પસ્તાણો રે.

ખરી તવંગરી શાંમા છે? ગરીબોને ધિક્કારવામાં કે પૈસો ભેગો કરવામાં નથીજ. શ્રીમંત અને અકાબર કોણને કહેવા તેની વ્યાખ્યાજ આજે કોઇ સમજતું લાગતું નથી; એક મનુષ્ય પાસે પૈસા હોય અને સદ્દગુણમાં ઉત્તમ ન હોય; છતે તેને 'અકાબર'માં ગણવાની આપણી મોટી ભૂલ છે. એવા ઢોંગી શ્રીમંતોની દોલતને ઠોકરે મારી આપણા માનથી તેમને ચઢાવી ન હોતા આપવા જોઇએ. શ્રીમંતો શું ફરજ બજાવે છે? પોતાની દરેક ફરજોમાં તે બેદરકાર છે. એ કરતાં તો સેવા બજાવનાર એક ગરીબ ખુદાની નજરમાં ઘણી ઉંચ પદવી ધરાવનાર વધુ પ્રિય ને શ્રીમંત લાગે છે. કારણ કે તે પોતાની ગરીબી છતાં લોક સેવા બજાવી, ભલાઇને પરોપકારીનો પાઠ આ દુનીઆના લોકોને શીખાડે છે. અને ખરેખર ત્યારેજ તે મનુષ્ય ગરીબ છતે શ્રીમંત કહેવાય છે. શ્રીમંતો ગરીબ મનુષ્યના એક શણગાર રૂપ છે. સખાવત કરીને

આપણા ઘણા બહાદુર વિરલાઓ પોતાના નામ આ ફાની અવનિમાં મેલી ગયા છે. અને તેઓને પગલે ચઢવાની આજના આપણા શ્રીમંતોની જરૂર છે. કોઈ ગરીબ દુખીઆરાં ને બેનસીબ માનવીને બે દિલસોઝીનાં મીઠાં સખુનો બોલી તેમનાં દુઃખમાં રહાત આપવી, તેમનાં દુઃખ અને સંકટો શું છે તે ટાળવા ઉપાયો લેવાં, અને તેમનાં દુઃખ ટાળવા આપણે પોતે સામેલગીરી આપવી જોઇએ. તેઓબી આપણા શરીરના એક અંગ બરાબર છે. અને તેથીજ તેમના દુઃખી પામતા જીગરોને રહાન આપી આશીર્વાદ મેળવવા જોઇએ. એમાંજ આપણી ખરી ખાનદાની ને તવંગરી છે.

પૈસો તુચ્છ છે. એ વિચાર મને પણ યોગ્ય લાગે છે પરંતુ પૈસો તુચ્છ છે એટલે શું? શું તે તુચ્છ છે? પૈસા તરીકે પૈસો, એક સાધન વસ્તુ છે. સાધ્ય વસ્તુ તરીકે તેનો સ્વિકાર તુચ્છ છે પણ પૈસા તરીકે પૈસાનો મોહ જગતમાં કેટલાં થોડાં માણસમાં હશે? પૈસો એકઠો કરવો એ પૈસાદારને મનથી ઇષ્ટ હોય છે. પૈસાદારો પૈસા છતે પૈસાદાર નથી. કેમકે જે જે વસ્તુઓનો ઉપયોગ પૈસો આણી શકે તે વસ્તુ માટે તેમને ભાન હોતુંજ નથી. અને ત્યારે ગરીબ અને શ્રીમંતોમાં તફાવતજ શો રહયો? મોટે ભાગે દુનીઆં, પૈસાને જીવન તરીકે ચહાય છે. પૈસો એટલે ખોરાક. તેજ વસ્ત્ર અને ગાડી ઘોડા, તેજ ઘરબાર અને માનપાન. પઇસો એટલે જ્ઞાન! આવી રીતે લોભી આત્માઓ પઇસાને સર્વ વસ્તુઓનું સાધન બનાવી દે છે. પઇસાને પઇસા તરીકે તુચ્છકારવો એ ઠીક છે; પરંતુ સાધન તરીકે તુચ્છ કરવો એ તો ઉન્નતિનાં અનેક સાધનોને તુચ્છકાર્યા બરાબર છે. આપણા કીંવા અન્યનાં આત્માની ઉન્નતિ સાધવામાં કીંવા આપણા કે અન્યના દુઃખોનું નિર્વાણ કરવામાં આપણે પ્રભુની કને જઇએ છીએ. ઇશ્વર આનંદ

રૂપ છે-જ્ઞાન સ્વરૂપ છે અને સર્વવ્યાપક છે. દ્રવ્યને આમ સાંધન તરીકે પ્રાપ્તીમાં ભાગ્યેજ ઇશ્વર સાથે વિરોધ દર્શાવી શકાશે. છતાંએ પૈસાનો પરમેશ્વર સાથે વિરોધ અને તે સબળ છે. આજે મનુષ્યમાં ગરીબોને ચાહવાની શકિત છે. નિર્ધનોનો મિત્ર છે-અનાર્થોનો બેલી અને વિનયનો ભંડાર છે. તેજ ઇનશાંન જો સદગુણમાં શ્રેષ્ઠ નં હોય અને ભાગ્ય બળે બીજે દિને શ્રીમંત બન્યો તો જગતમાં શું જોવામાં આવે છે? તે પછી ગરીબાઇ તેનો શત્રુ થઇ પડે છે. અને ગરીબોને તેથી પોતાના ધિકકાર તળે છુંદે છે; તેમને જોઇ હસે છે, મદના અવેશમાં અંધ બનીને પોતાના સમાન અન્ય શ્રીમંત છેજ નહિ એમ માને છે. માટે ગરીબો? ઇશ્વરનો તમે પાડ માનો કે તમો એક નસીબવંતા તરીકે નિર્ધન છો. ગરિબાઇમાં જેટલું સ્વાતંત્ર્ય છે-સુખ છે-સદ્દગુણ છે તેટલુંજ શ્રીમતોમાં નથી. ગરિબાઇમાં મનુષ્યનો ટેકાવ સુલભ છે; જ્યારે શ્રીમંત સ્થિતિમાં તેમ નથીજ જેની પાસે દ્રવ્ય છે, છતાં દુનીઆંની ઉન્નતિ સાંધવાને તો તે પ્રયત્ન કરતો નથી, જેની પાસે દ્રવ્ય છે છતાં સંખ્યાંબંધ કકળતા દુઃખી આત્માઓને તો તે ટાળી શકયોજ નથી. એવાં મનુષ્ય શું દ્રવ્યવાંન કહેવાય? ના-એવાં મનુષ્યો દ્રવ્યવાંન નહિ પણ દ્રવ્યહિન છે. તેની પાસે ધન હશે ખરૂ; પણ સાંધન રૂપ દ્રવ્ય તેની પાસે હોતું નથી. અને એટલા માટે તે નિર્ધનથીં પણ વિશેષ નિર્ધન છે-તે દુઃખી છે-કદરી છે-ક્રુર છે. શા માટે? કારણ કે તે પોતાની દોલતને પથરા સમજી મેલી છાડે છે. અને તેથી શ્રીમંતો, જેઓ હૃદયથી કંજુસ છે તેઓ સઘળા તિરસ્કાર ને પાત્ર અને નિર્ધનો વખાણને પાત્ર છે. માટે સમજો કે—

ત્રાસ ઘણો ધનવંતને, નિર્ધનને નહિ ત્રાસ;
સાગરનું મથક થયું, રત્ન હતાં જો પાસ.

સર્વ નડે શ્રીમંતને, નિર્ધનને નહિ હોય;
આંબાને પથરા હણે, જો ફળ તેમાં હોય.
ગણે ન કોઇ ગરીબને, ધનપતિને સૌ ધાય;
છીંક ખાય જો ધનપતિ, ખમા ખમા કહેવાય.
જેની પાસે ધન નહિ, તેને શેનો ત્રાસ;
જોગી બાંધીને મઢી, વનમાં કરે નિવાસ.
દેવતણું દઇવત ઘટે, જો ધન રાખે પાસ;
જુઓ ઝવાહીરથી થયો, સોમનાથનો નાશ.
પૈસાનો વડી પદવીનો, વિશેષ શો વિશ્વાસ;
રાવણ કેરી રિદ્ધિ પણ, પળમાં પામી નાશ.

"બાઇબલ"માં કહ્યું છે કે: ઓ દરિદ્રીઓ ! તમને ધન્ય છે. કેમકે દેવોનું રાજ્ય તમારૂં છે. ઓ હમણાના ભુખ્યાંઓ ! તમને ધન્ય છે, કેમકે તમો તૃપ્ત થશો. ઓ હમણાંનાં રડનારાઓ ! તમને ધન્ય છે, કેમકે તમો હસશો. વળી સાંમો માણસ તમારી નીંદા કરે, મહેણાં મારે અને તમારૂં નામ ભુંડું કરે તે માટેથી તમને ધન્ય છે. તે દિવસે તમો આનંદમાં કુદો. કેમકે જુઓ ! આકાશમાં તમારૂં ફળ ઘણું છે. પરંતુ શ્રીમંતોને તો અફસોસ છે. કેમકે તેઓ પોતાનો દિલાસો પામ્યાં છે. ઓ હમણાંના ધરાએલાંઓ ! તમને અફસોસ છે કેમકે તમો ભુખ્યાં થશો. ઓ હમણાંના હસનારાઓ ! તમને અફસોસ છે કેમકે ભવિષ્યમાં તમો રડશોને શોક કરશો.

શ્રીમંતોએ શું કરવાનું છે ? શાથી તેઓ પોતાના સ્વર્ગ ખુલી શકે ? પઇસાથી બહેસ્તના બાર કદિબી ખુલાશે નહિ. તેનો દ્વાર ઉઘાડવા માટે નમનતાઇની કુંચી શ્રીમંતોએ પોતાને હાથ કરવી જોઇએ. નમ્રતા એ સારા દહાડાની નિશાંન છે. અને નમનતાઇની સાંમે થનારો ગુણ તકેબરી છે જે દુ:ખી દહાડાની નિશાંન સમજવી. શાએર ફીરદુસી પોતાના શાહનામાની

અંદર લખે છે કે જમશેદ જેવો કીર્તીમાન શાહ પોતાની મગરૂરીને લીધે પોતાનું ઇરાન સર જમીનનું રાજ્ય ખોઇ બેઠો; અને આખરે ઝોહાક જેવા જુલ્મીના હાથ તળે કરવતથી વેરાઇ ગયો. તુરાની શાહ અફ્રાસીયાબના મગજમાં એવીજ ધુઇ ઘુંમ્યા કરતી હતી કે પૃથ્વીનો રાજ્યકર્તા પોતે એકલો બને. મગર આ તેના અભીમાને તેનો કેવો દિન લાવી મેલ્યો હતો એ તવારીખ નવેશોને રોશન તો હશેજ. આવા બળવંત શાહનો એક દિવસ એવોજ આવ્યો કે જે વેળા તેને રહેવાને ઘર પણ નહોતું મલ્યું. અને તેથી તે ખુબ રખડયો. અને એ રખડપટ્ટીમાંજ અંતે કેખશરૂએ તેને જાનથી બેજાંન કીધો. ઇરાંની તવારીખમાં 'રોહીનતન' નામ હેઠળ મશહુર થએલો અસપંનદીર્યાદ પોતાની તાંબા સરીખી દેહ ઉપર મગરૂર હતો અંતે તહેમટન જંગી રૂસ્તમ પેહલવાનના હાથ તળે તે માર્યો ગયો. તકોબરીને લીધે તો અઝાઝીલ જેવો દેવતા ઉંચી સ્થિતિ પરથી નીચે ઉંડા ગારમાં ઉતરી પડયો હતો. આદરબાદ મારેસ્પંદે પોતાના બેટાને શીખામણ આપતાંબી એમજ કહ્યું હતું કે " અભીમાનવાળુ આદમી હમેશાં મુરાદ વિનાનું રહે છે. અને એટલા માટે ઓ મારા 'સુક્ષ બેટા' તું તારી દોલત પર મગરૂર રહેતો ના. કારણ દોલત પાપનું મુળ ને આબરૂ પર કલંક લગાડનારૂ હથીઆર છે. મોટાઇ ને ઇજત આબરૂ પર ગરૂરી કરતો ના. કારણ વખત આવવે તારી સ્થિતિ આથી ઉલટી પણ થઇ જાય; ને તું એક ગરીબ પણ બને" આ સુંદર વચનોને આપણ દરેક માણસેબી પોતાનો બનાવવો જોઇએ.

આ જગમાં અભિમાન તો-કદિ ન કરશો કોય;
શેર તણે માથે કદી-સવાશેર પણ હોય.

ગર્વ ન ગણ્યે ગુણ તણો-ગર્વે ન ગણાય;
પણ સાકરમાં વિખ ભળે-તો તે વિખસમ થાય.

---

## પ્રકરણ નવમું મું.

—(०)—

"Sow an act reap a habit.
Sow a habit reap a character.
Sow a character reap a destiny."

**આજની જીંદગી આગળી જીંદગીને આભારી છે.**

મહાત્માઓ શીખવે છે કે મનુષ્યની આજની જીંદગી આગલાં કર્મને આધાર છે. કર્મ એટલે શું એ તમો જાણો છો? મારી અને તમો વાંચકો વચ્ચે એક પરડો છે એને 'માયા' કહે છે. આ માયાને લઇનેજ આપણ બન્ને એક-મેકને જુદા સમજીએ છીએ. આપણે સઘળાં એક છીએ, અને આપણા જીવનનો સંબંધ આપણા બીજા માનવ બંધુઓના જીવન સાથે એક પ્રકારે સીંકડાએલી છે. એ સત્ય આજે આપણે સમજતાં નથી. માટે માયાના ખોટા પરડાને ખસેડી નાંખો. શી રીતે ખસેડી શકશો? નીચલાં ત્રણ મહાસુત્રોથી—

(૧) "જે કોઇ બીજાને દુઃખ દેય છે તે પોતાના અંતઃકરણમાં પોતાને દુઃખી કરવાનું બીજ રોપે છે.

(૨) "જે કોઇ બીજાને સુખ આપે છે તે પોતાના હૃદયમાં પોતાને સુખી કરવાનું બીજ રોપે છે.

(૩) "હું અને મારા માનવ બંધુઓ જુદા નથી પણ એકજ છીએ."

મનુષ્ય જે કંઇ વિચારે છે, બોલે છે, અને કર્મો કરે છે, તે તેમનું કર્મ, કહેવાય. આ જન્મમાં તેમજ આગળા અવતારોમાં

તેણે જે જે કામો કર્યા હોય એ બધું એકત્ર બની તેનું નસીબ યાને સુખ દુઃખ બંધાય છે. આ જન્મમાં પુણ્ય કર્યાથી આગલા જન્મોનું પાપ ધોઇ શકાય છે. પરંતુ એ માર્ગ સરળ નથી. સંસારમાં રહી એ માર્ગ અમલમાં મેલી ન શકાય. કેમકે એ તલેસમાતીક છે. મહાત્મા નારદ મુનીએ એક વેળા પોતાના શીષ્યોને બોધ આપતાં કહયું હતું કે ?" બંધુઓ! કર્મની ગતી બહુ ગહન છે. એનો ગુઢાર્થ સમજી શકે એવું તમારૂં ગજુ નથી. તે સમજવા માટે તો ખુબ અભ્યાસની જરૂર છે. જેમ તમો અધ્યાત્મા જ્ઞાનના વિષયમાં આગળ વધ જશો, તેમ આપોઆપ તમને બધુ સમજાતું થશે. પણ હાલ તો તમને એક વાત કહું છુ તે યાદ રાખો; કે જ્યારેબી આપણે કોઇને દુઃખ દેવા તત્પર હોઇએ; તે વેળા આપણા અંતરને પુછી જોવું કે, અત્યારે કોઇ બીજું માણુસ આપણુને એટલું બધું દુઃખ દેય તો તે આપણને ગમે કે? જો અંદરથી અંતર એવું કહે કે ના આમે દુઃખ તો હું સહન ન કરી શકુ તો તમારે સાંમાને દુઃખ દેવાની વૃત્તીં તુરતજ દાબી દેવી જોઇએ. અને જેમ આપણી કોઇ સેવા કરે તે આપણુને ગમે, તેમ આંપણે કોઇની સેવા કરીશું તો તે સાંમાનેબી ગમશે, એમ વિચારી બીજાંની સેવા કરવાનો જ્યારે પ્રસંગ મળે ત્યારે તેને જતો કરવો નહી. કોઇ સાથ ભલું કરેલું કંઇ નિર્થક જવાનું નથી"

कल्याणकृत् कश्चित् दुर्गति तात गच्छति,

જીવ્યો જશ લેનાર, જીવ્યો પરમાર્થમાં પુરો;
જીવ્યો દાતા દેહ, જીવ્યો જે સામદ સુરો.
જીવ્યો ભાવિક ભકત, જીવ્યો જે જગતે જાણ્યો,
જીવ્યો કીર્તીવંત, જીવ્યો કવિએજ વખાણ્યો.
જીવ્યો જન તે તો જાણવો; જેની આશ સઉ કરે;
શામળ કહે જીવ્યો તેહજન; જે સંકટ પરના હરે.

કર્મરૂપી તરવાર મનુષ્યને મારવા ધારે ત્યારે તરણાથી પણ મરાવી નાંખે છે. બચાવા ધારે ત્યારે કલ્પતથી પણ બચાવે છે. સુખ તથા દુઃખને પોતાનાજ કબજામાં રાખે છે. કોઇને શ્રીમંત દેખે તો મનમાંજ બળી મરે છે. નીંદાથી જરાએ ગુસ્સે થતું નથી. સ્તુતિથી જરા પીગળતું નથી, સાંધનને અસાંધન, અને અસાંધનને સાંધન કરની હિલાજ છે. એજ તરવાર વળી ઉંચ નીચનો કે સદ્દગુણ દુર્ગુણનો જરાએ હિસાબ રાખતી નથી. કિનારે પહોંચાડયા પછી પણ ડુબાડી દે છે. મહાસાગરમાં ડુબેલાંનેબી સલામત રાખે છે. હાથમાં આપ્યા પછી પણ પાછું ખુંચવી લે છે; અને પાછુ લીધા પછી પાછુંબી હાથમાં હેસવી દે છે. આમ સર્વેની પાછલ એ દોડયાજ કરે છે. જેના હાથથી જીવન મળેલું હોય, તેનીજ કનેથી લાગ ફાવે મરાવી પણ નાખે છે. લોકોને ચિંતારૂપ ચોકડા પર ચઢાવીને ફેરવ્યાજ કરે છે બુદ્ધિવાંન મનુષ્યોનેબી તે મુર્ખ બનાવે છે. વળી લોકોને કેદીની પેઠે બળાત્કારથી બાંધીને સુખ કે દુઃખમાં ફેંકી દે છે. સ્વપનામાં પણ ન આવે એવા સંયોગો જીંદગીમાં મુકી દે છે. અને આપણી ભલી આશાઓને ભ્રસ્ટ કરી કચડઘાંન કરી નાખે છે. ટુંકામાં કહેતાં દરેકે દરેક પ્રસંગોમાં એ કર્મની તરવાર ઉલટું સુલતું આપણા વિચારથી વિરૂદ્ધજ વર્તન ચલાવે છે. અને એટલા માટે આપણાં કામો એવાં હોવાં જોઇએ કે કર્મ આપણાપર હકુમાઈ કરી શકે નહિ. જે થાય છે તે કર્મથી થાય છે. આજની આપણી સુખી કે દુઃખી જીંદગી આંગલાં તેવાંજ બુરાં કે સારાં કામોથી બનેલી છે; અને એટલા માટેજ આ જીવનમાં બને તેટલાં સુકૃત્યો કરવાં જોઇએ.

એક રાજા હતો તેનો પ્રધાન બહુ વિદ્વાન હતો. કંઇબી કંઇ બનાવ બને તે વેળા "ભગવાન જે કરે છે તે સારૂજ

કરે છે ” એમ બોલવાની પ્રધાનને ચાલુ ટેવ પડી ગઇ હતી. એક દિવસે રાજાની આંગળી પર જખમ થયો. અને તે ફર્યાદ રાજાએ પ્રધાન આગળ કરતાં કહ્યુ કે “ જે થાય છે તે ભગવાન સારૂં કરે છે ” રાજાની આંગળીનો ચચરાટ ગરમા ગરમ હતો એટલે પ્રધાનના આવા શબ્દોથી તેને ક્રોધ તો ઘણો લાગ્યો, મગર પ્રધાનની વૃધવસ્થા જોઇ અખાડા કરી ગયો. બાદ થોડા દિવસ રહી રાજાને મંદવાડ થયો. પ્રધાન તેમને જોવા આવ્યો. રાજાએ કહયું 'અરે પ્રધાનજી હું તો આ બિછાંણા પર પડયો છું.' પ્રધાને કહયુ” જે થાય છે તે ભગવાન સાંરૂજ કરે છે, આ દરમ્યાંન પણ રાજાને એટલો બધો ક્રોધ ચઢયો કે, તેને પોતાની દરબારમાંથી રૂખસદ આપવાનો વિચાર કીધો. પરંતુ વળી જવા દીધો. આ બનાવને બેચાર માસ નિકળી જવા પછી એક દિવસે રાજાએ ફરી પ્રધાનને કહયુ “પ્રધાનજી, આજે તો હુ મરી જતે કાંકે ગાડી ઉંધી વળી ગઇ હતી” પ્રધાનજી કહે “ઠીક છે-ભગવાન જે કરે છે તે સાંરૂજ કરે છે.” આથી રાજાનો મીજાજ હાથમાં ન રહયો. અને તેને દરબારમાંથી કાઢી મેલ્યો. રાજા અભણ એટલે પ્રધાનના કહેવાનો અર્થ તે સમજી શકતો નહિ, પ્રધાનનો હેતુ એમ બોલવામાં એટલોજ કે, કોઇબી બનાવમાં આપણ મનુષ્ય જાતનું ચલણ નથી. ખુદા બધુ કરે છે-તેની મરજી વગર કંઇ થતુ નથી; અને એટલા માટે ભલો ભુંડો બનાવ બને છે; તે માટે ભગવાન સાંરૂજ કરે છે. પરંતુ રાજા 'સમજે કયાંથી ? હવે એક સમયે એવું બન્યું કે, પ્રધાનજી એકાદ ગાડી તળે આવી જવાથી હાથ પગ બોખરા થઇ ગયા ને મરણ તોલ સ્થિતિમાં આવી ગયો. પોતાના વફાદાર એકવારના પ્રધાનની આવી ખેદયુકત ખબર રાજાના કાંને આવતાં તેને જોવા ગયો. પ્રધાનને આળાબાળાં મારતાં જોઇ રાજાએ

તેને પજવવા કહ્યું "પ્રધાનજી, આ કેમ થયું?" પ્રધાન કહે "અરે થયું એતો ઠીકજ થયું ભગવાન કરે છે તે સારૂંજ કરે છે" આ ઉપરથી રાજા ચાંઇ પડી ગયો. કેમકે તેણે ધાર્યું હતું કે પ્રધાન પોતાનેજ આમ કહે છે. અને તેથી પોતાના દુઃખ વેળા એ, આ શબ્દ ભુલી જશે. મગર તેમ થયું નહિ. એટલે પ્રધાનના શબ્દને યાદ કરતો કરતો વિદાય થઇ ગયો આ ઉપરથી સમજી લ્યો કે:—

મન માયાના કરનારારે, જરી જોને તપાસી તારી કાયા;
પુછી જોને તું પંડીત પુરાણારે; કોઇના અમર છે લેખ લખાણા.
કાચાં છે કાયા આ માટીની માયા; છે માટીના ખેલ બનાયા;
શાણાં તો સમજી અલગ થયા, પણ બાળક બિચારાં લપટાયાં.
લાખોની પાંખો ગઇ છે પિખાઇ; જેને મુછ પર લીંબુ ઠરાયા;
કાળના કોંવાડેથી કોણ બચ્યુ, ભલે રાંક ભલે હોય મહારાયા.
સંધ્યાના જેવા રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાયા;
જોબન ને તનધન તેવાં મમજવાં, પાણીમાંના પડછાયા.

મેક્સમુલરે એક ઠેકાણે સુંદર શબ્દો કહ્યા છે. તેમાં તે લખે છે કે "પૃથ્વીપર જે દુઃખ છે, તેમાનું ઘણું ખરૂં તો માનવ કૃતજ છે. માટે માણસો જો એક બીજાના હિતને માટે કામ કરે તો એમાનું કેટલું બધું કષ્ટ તેમનાથી દુર થઇ શકે? જો આપણા દરરોજના વ્યવહારમાં અને વાતચીતમાં આપણે આપણાં મિત્રોને છેવટની શય્યા ઉપર સુતેલા ધારતા હોઇએ તો આપણે કેટલો ભિન્ન અભિપ્રાય ત્હેમના વિષે તે વખતે બાંધીએ અને ત્હેમના પ્રત્યે કેવું રૂડું વર્તન રાખીએ? તે વખતે ત્હેની થઇ ગએલી બધી ભુલો મનુષ્ય સ્વભાવ પ્રમાણે આપણા મનમાંથી વિસારે પડે છે, અને આપણી દ્રષ્ટી આગળ માત્ર તે મનુષ્યની ભલાઇ, નિસ્વાર્થતા, અને પ્રેમજ ખડાં થાય છે, અને આપણને પશ્ચાતાપ થાય છે કે, ત્હેના

પ્રેમનો બદલો આપવાને આપણાથી કેટલું બધું વધારે કરી શકાત? મૃત્યને આપણે હરઘડીએ ભુલી જઇએ છીએ એ વિચીત્ર છે. આપણે દરરોજ મરતા જઇએ છીએ અને જેને આપણે આયુષ્ય કહીએ છીએ તે વાસ્તવિક રીતે મૃત્યજ છે. મૃત્યુ તે ઉચ્ચત્તર જીવનની શરૂઆતજ છે. અને આ બધા ઉપયોગી પ્રશ્નો પર આપણે કેટલો બધો ઓછો વિચાર કર્યે છીએ? આવા વિચારથી તો આપણી જીંદગી નિસ્તેજ નહિ પરંતુ વધારેજ સતેજ બનાવવી જોઇએ. જેને આપણે સર્વસ્વ માની બેઠા છીએ, તે બધી બાબદો કેટલી બધી નજીવી અને છેવટે જ્યાંની ત્યાં રહેવાની છે તેના વિચાર આવવા જોઇએ. જો આપણે એટલુંજ વિચાર્યે કે સવારે આપણા મિત્રોને કે આપણને, કંઇ નહિ તો થોડા વખત માટે પણ આ જગમાંથી દુર કરવામાં આવે, તો જેને આપણે અસહ્ય દુઃખ ગણીએ છીએ તે કેટલાં બધાં સહન કરી શકીએ? તમારે મૃત્યુ સંબધી ચિંતન કરવું જોઇએ. જેને ત્હમે તમારૂ પોતાનું ગણો છો તે તમને માત્ર ઉછીતુંજ આપવામા આવ્યુ છે એમ તમને લાગવુ જોઇએ. અને આ ટુંકી સફરમાં જે ભલું કાર્ય કર્યું હોય તે તથા પ્રભુએ આપણને મહાન હેતુસર આપેલાં અને આપણા સંબંધમાં આણેલાં માણસો તરફ નિઃસ્વાર્થ સાચ્ચો સ્નેહ, એજ આપણને ખરૂં સુખ આપનાર હોઇને આપણી સાથે રહેવાનું છે."

The purpose of his life, its and & aim,
The search of hidden truth, careless of fame;
Of empty dignities end dirty pelf'
learning he loved and sought her for, herself.

કોઇ મનુષ્ય ભલેને આખી જગત જીતે, પરંતુ જો તે પોતાના આત્માને ન ઓળખે, પોતે કોણ અને અહીં મારૂ

શું થશે એ વાત ન જાણે તો તેનું જીવતરજ એળે ગએલું સમજવું. લાખોને કરોડો મનુષ્યો એવા અજ્ઞાનને લીધે જીંદગીના ખરા ઉદેશને ભુલીં જઇ સુકાંન વિનાના વહાંણની પેઠે રખડતી જીંદગીમાં ડોળા ખાતા પડયા છે. કેમકે તેઓ બિચારા આ જીંદગીનો મામીંક ભેદને હેતુ વઠીક સમજી શકતા નથી. એવા આત્માઓ ભલેને પૈસાથી પોતાને 'મોટા માને' પરંતુ ખુદ આત્મા પોતે ધન પર સરદારી ભોગવે છે. મૃત્ય પછી તેઓ આ સ્થુળ જગત સાથે જે સંબંધ ધરાવતા હતા, તે શરીર તેમને છોડવું પડે છે. આ વેળા તેમની સ્થીતિ ખરેજ દયાને પાત્ર છે. કેમકે સંચીત કરેલા દ્રવ્યમાંથી તેઓ પોતાની સાથે એક ફુટી બદામ જેવી પણ સાથે લઇ જઇ શકતા નથી એટલા માટે દયાળું કાર્યો, ઉંચ ભાવનાઓ, અને આતમિક શકતિ જે ખરેખર તો જીંદગીનો ખજાનો છે તેનો સંગ્રહ કરવો જોઇએ.

હજારો વર્ષની વાત ઉપર મંનુ નામક એક મહાંન મહાત્માં થઇ ગયો છે. જેની સેવા વૃત્તિથી કોઇકજ અંજાણ હશે. એક વેળા પોતાના અનુયાયીઓને દિલાસો આપતાં મધુર કંઠમાં તેણે સમજાયું કે "ભાઇઓ! આજસુધી આપણે સદાચારમાં કાળ ગાળ્યો છે. હવે આપણામાંના કોઇકને એમ લાગવાનો સંભવ છે કે સદાચરણીથી મનુષ્ય સુખીજ થાય છે. પરંતુ ના એમ નથી કારણ અમે અમારૂં જીવેન સત્કર્મમાંજ ગાલ્યું છે છતાં અમારા પર આ સંકટ કેમ આવ્યું? પરંતુ મુજ ભલા મિત્રો! આ સમયે એવા વિચારનો સપર્શ પણ તમારા દિલમાં થવા દેશો નહિ. આ લોકમાં ન્યાય યુકત વ્યવહાર નહિ હોય છતાં પર લોકમાં આપણા કર્મોનું યોગ્ય ફળ આપણને મળવાનું છે. આ લોકમાં કોઇ દુષ્ટ માણુસ પુષ્કળ સંપતિ મેળવે છે, અને કોઇ સત્પુરૂષ દરિદ્રમાં દબાય છે, એટલે આ લોકમાં તો માણસને

સાચો ન્યાય મળતો નથી; એ ખુલ્લું છે. પરંતુ આપણા કર્મોથી આપણે એટલા બધા બંધનમાં આવી જઇએ છીએ કે તેને લીધે પર લોકમાં આપણો છુટકારો થવો અંત્યંત અશક્ય થઇ પડે છે. માટે આપણાજ કર્મો આપણા રક્ષક અને આપણા કર્મોજ આપણા ન્યાયાધીશ થશે; એ ખાત્રીથી સ્મરણમાં હ્યો. લોકો પર જેવો તમારો પ્રેમ છે, તેવોજ પ્રેમ તમારી ઉપર ક્રુર્યાદ અને તમને મારવાને પ્રવૃત થએલાં હોય એ સઘળાં પાર રાખો. શત્રુ, મિત્ર, તટસ્થ અને હું પદ, એવા ભેદો મનમાથી કાઢી નાખી સર્વની ઉપર રસખી મૈત્રી થવા દયો. એક દહેના જેમ ભિન્ન ભિન્ન અંગો હોય છે, તેમ આપણે એક વિશ્વવનાં અંગ છીએ, એ દોરીને ઢીલી પાડી દેશો નહિ. આજ-પયન્ત કરેલા સુકૃત્યોનું તમે આવા સમયે ચિંતન કરો ?"

માણુસની સારી કે માઠી સ્થિતી ઘણીવાર સારા યા માઠા સંજોગો બન્યાથી પણ થાય છે, સારા સંજોગો વડે સારી સ્થિતી પામેલા માણુસે તેથી પોતાથી કમનસીબ ભાઇબંધ સામે તિરસ્કાર બતાવવો નહિ. માઠી સ્થિતિ પામેલાં સાંમે તિરસ્કાર બતાવવો એ અહંકાર કર્યા બરાબર છે. એટલે અહંકાર કરનાર માણુસ ખરાબી પામ્યા વિના રહેતો નથી. અકેકથી ઉલટા ખવાસની બે ચીજો સાથે મળવાથી રસાયણ સંજોગે તેમાં ફેરફાર થઇને જેમ નવું મિશ્ર ઉત્પન કરે છે; તેમ સારી સ્થિતીવાળાનો અહંકાર અને માઠી સ્થિતિવાળાની સબુરી સાથે મલ્યાથી બંને સ્થિતિ પોતાની અવસ્થા બદલી નાંખે છે. એટલે પેલી સારી સ્થિતિવાળો માણુસ પોતાના અહંકારથી પાયમાલ થાય છે; અને માઠી સ્થિતિવાળો પોતાની સબુરાઇથી મોટાઇ પામે છે. આ કારણે બંને સ્થિતીવાળા માટે યોગ્ય માર્ગ એટલોજ છે કે પરમેશ્વરે તેમને [illegible] સ્થિતીમાં મેલ્યાં હોય, તે ઉપરજ સંતોષ માનવો. જેમ

માઠી સ્થિતીવાળાને ધિક્કારવો ન જોઇએ, તેમ માઠી સ્થિતિવાળાએ સારી સ્થિતિવાળાની અદેખાઇ ન હોતી કરવી જોઇએ. ગરીબ યા શ્રીમંત સ્થિતી આપણા આગળા કર્મોનુંજ ફળ છે, એમ ધ્યાંનમાં લઈ આપણી હાલની સ્થિતિ ભોગવી લેવી. અને આવતા જન્મે ફરી માઠી સ્થિતિમાં જન્મ ન મળે એ માટે સારાં કૃત્યો કરવાં કે જેથી વળી આવતા જન્મે નઠારી સ્થિતી માટે બળાપો કરવાનું ન હોતું રહે.

सुख दु:खे समे कृत्वा कामालामौ जयाजयौ ।
ततो युध्धाय युज्यस्व नैवं पापमवाप्स यसि ॥

અર્થ:—ગમે તો દુઃખ થાય કે સુખ થાય, ગમે તો લાભ થાય યા ગેરલાભ થાય, ગમે તો હાર થાય કે જીત થાય તોપણ હરખ કે શોક કરવો મા. શોક નહિ કરવો એ ધર્મનું સિધ્ધાત છે. પણ તે સિધ્ધાંતનો પાયો આપણાંમાં નથી ત્યારે ઇમારત ક્યાંથી હોય ? માટે જેમ બને તેમ પ્રાણી માત્ર ને વસ્તુ માત્ર, નિર્જીવ અને સંજીવ તરફનો અણગમો દુર કરવો જોઈએ.

દુઃખ યા આફતના પ્રસંગે ઇશ્વરને અન્યાય કરતાં ઘણાં મનુષ્યોને આપણે જોઇએ છીએ. મગર સત્ય જાણજો કે પ્રભુ ઇન્સાફી છે. આપણે જે કંઇ નથી કર્યું, નથી વિચાર્યું અને નથી બોલ્યાં તે આપણને સ્પર્શ પણ કરી શકતું નથી અને દુઃખ ભોગવવાનું કારણ આપણે ઉત્પન્ન કર્યું નથી, તેનું દુઃખ આવી પડતું નથી. મગર આપણે જે કાંઇ વાવ્યું છે, તે તેની મોસમ થયે પાકે છે; અને પછી તેને આપણે લણવું પૈડશે; અને કરેલા કુકૃત્યના ફળ ભોગવવાં પડશે. આપણને લણતી વેળા દુઃખ થાય છે; પરંતુ તે વેળા શોક શા ખપનો ? એમ છતાં જો તમો ધારો તો તુરતમાં તે ફળ ભોગવી લેવાય અને ભવિષ્ય માટે-ડોળા ગુરકતુ દુઃખ દુર અને દફે કરી શકાય.

આત્મા ને કર્મ વિષે હજી જેમને જ્ઞાન થયું નથી, તેઓએ સંભારી રાખવું કે આ જન્મનું સુખદુઃખ, આગલી કોઈ જીંદગીના પાપની કે સારા કામની માઠીબુરી કે સુખદાયી સ્થિતિ છે. આ લખાણમાં કરણીને આપણે જે અર્થે વાપરીએ છીએ. તેનો અર્થ વિચાર ને કામનું એકત્ર સ્વરૂપ છે. મીસીસ બેઝાંટે "માણસ પોતાની સરજાતનો માલેક છે" એ બાબદ પર ભાષણ કરતાં કહ્યું હતું કે, માણસ આ જીદંગીમાં જે જાતના વિચારો કરે છે તે જાતના વિચારનું એક શરીર (Thoughrt-Gody)તે પોતાને માટે તૈયારી કરે છે કે જે તેના ભલા બુરા વિચારોનું ફળ છે અને તેનાંજ આધારે આવતી જીંદગી બંધાયછે કબીરજીએબી એમજ કહ્યું છે કે—

પુર્વે જન્મ કે પાપસે, હરિ ચર્ચા ન સુહાય;
જયસે તપકે જોરસે, ભોજનકી રૂચી જાય.

---

## પ્રકરણ દશમું.

—~—

### તકલીફી દુનીઆંનું મિથ્યા સુખ.

.................................that so many
With low thoughted care
Confin'd and pastered in this pinfold-here
Strive to keep up a frail & feverish being,
Unmindful of the crown that virtue gives,

After this mortal change, to her true-servants.

"—The drt of noble Living"

મનુષ્યનું સ્વધામ ક્યા છે? આ અવનિ કંઇ આપણું વતન નથી. આપણે બિનોઇ વતનમાંથી આ ક્ષણિક જગતમાં મુસાફર દાખલ આવ્યા છીએ. અને અહિં ભાડુતી વસ્તુઓ વાપરીને વખત આવવે પાછાં જતાં રહીએ છીએ. આ બધા ફેરફાર અને જગતની ભિન્ન ભિન્ન વસ્તુઓને તમો શું તમારી પોતાની માલેકીની સમજો છો? તમારાથી એક નજીવું જેવું પીછુ થઇ શકતુ નથી, તો એ બધી વસ્તુ તમારી ક્યાંથી આવી? એ રીતની પચાવી પાડવાની વાત છોડી દયો અને શાંત પણે જરા વિચાર કરો કે હું કોણ? શા માટે હું આવ્યો? મારી ફરજો શો છે? આમ ચાલુ ચિંતન કરશો તો સમજાશે કે, તમો દુનીઆમાં ખાલી હાડે આવ્યાં અને ખાલી હાડે પાછાં જશો. તમો જે કંઇ તમારૂં માનો છો, એ તમારૂં નથી. સઘળું માયાને લીધે અને મોહના ભાવે થાય છે. આ રીતે આ ક્ષણિક જગતની માયા અનાદિ કાળથી ચાલી આવી છે. પરંતુ એ સઘળુ નજરબંધી જેવુંજ સમજી લેવું. જેમ જાદુગર નજરબંધીથી આપણને આંજી મેલે છે, એજ રીતે આ વિશાળ જગતમાં જન્મ લેવા પછી અહીંની મોહ પમાડે એવી વસ્તુઓ જોઇ આપણે એટલાં બધાં તેનાં પર આકર્ષી ગયાં છીએ કે, આપણે આપણી ફરજો તદનજ વિસરી જઇએ છીએ. તે સમયે મનુષ્યો સમજી શકતાં નથી કે આતો જુઠું છે તો કહો કે એમાં સાર વસ્તુ શો છે? તમારે નિત્ય તમારાં મનને સમજાવતાં રહેવું જોઇએ કે, હે મન! આ જુઠડી જગતમા તું શા સારૂ પ્રિત રાખે છે? આ કાલબુદ હજારો વર્ષ તુલીકબ્બી અહીં રહેવાનુ હોય તોએ શું થયું? અરે, આખી જગતનું રાજ્ય મલ્યું તોય શું થયુ?

કારણ એ નાશવંત હોઇ અંત કાલે નાશ થવાનુંજ! માત-પિતા, ભાઇબ્હેન, સગાંસ્નેહી, આદિ અનેક ચીજો જેને તમો તમારી ગણો છો એ વખતના વહેવા સાથ નાશ પામશેજ. તમો ભલે સુખી હો. મગર એટલું તો એ બાબદમાં સત્યજ માનજો કે,—

"There are swift hours in life—
strong, rushing hours;
That do the work of tempests—
in their might."

યાને—આપણી જીંદગીનો દોર એવી તો ઝડપથી અને તેજી રીતે એકદમ નિકળી જાય છે કે તે દોર પોતાની કુવતમાં એક ભારે તોફાનના જેટલુંબી કામ કરી શકે છે.

"ધી આર્ટ ઑફ નોબલ લીવીંગ" નામક જાણીતી ચોપડીનો કર્તા પ્રખ્યાત લેખક જેમ્સ એલન લખે છે કે "આ ક્ષણભંગુર જીંદગી, જે તેમ છતાં હંમેશગી ઉપર રચાએલી છે; તે દરમ્યાંન નજીવી અને તકલીદી બાબદો ઉપર મનને અતિશય રોકી રાખવામાં આવે છે; અને જે બાબદો બળવાન અને હંમેશગી સુધી ટકનારી છે તેની ઉપર કાંઇ નામનુંજ ધ્યાન આપવામાં આવે છે, શીખેલા, ભણેલા વિદ્વાન માણસો જે કેતાબો જે ઘણુંાંજ થોડા વખતમાં ભુલી જવાશે તે બનાવવા પાછળ દહાડા અને વર્ષો સુધી જબરી જહેમત ખેંચી રહે છે, તે છતાં તેઓ પોતાના આત્માની ખીલવણી કરવાનુ કામ વિસારી મુકતાં જણાએલાં છે. ખરેખર રીતે તપાસતાં તો આત્માજ હંમેશગીની કેતાબ છે. વળી ચિતારાઓ ઘણાજ હુન્નરમંદીના ભપકાદાર પીકચરો કેનવાસ પર ચિતારવાને ઉત્સાહી રીતે સખ્ત જંજાળ સાથે ઉઠાવે છે, તેમજ વળી પત્થરના

બાવલાં કોતરનારાઓ હુન્નરમંદીઓનું અતિશય ખેંચાણકારક રીતના આકારમાં મારબલ પર કોતરકામ કરી પોતાની શકિત રોકાએલી રાખે છે, જયારે તેમના માનસઈપણાંની હાલત તો આગળ વધારો કરવાથી અટકી પડેલી અને બદસુરત જણાએલી છે...... આપણે આપણી જીદંગીના ધણી છીએ; તેને જેમ મરજી પડે તેમ વળાંણ આપી શકવાની હાલતમાં છીએ, તેનું બાંધકામ આપણી નેમ અને કલ્પનાના પ્રમાણમાં ઉભુ કરવાને માટે જે કાચી વસ્તુઓ જોઇએ તેતો આપણી આજુબાજુ તઇયારજ છે. તેથી હવે ઉજમ ધરીને એક ઝુપડું તો નહિ પણ એક સુંદર રચનાવાળુ દેવળ ઉભુ કરવું જોઇએ. ફકત અચાનક સંજોગોને આધિન થઇને અલ્લઇ ટીપે ઉભુ કીધેલું એક બાંધકામ તઇયાર કરવાનું નથી. પણ એક એવી રચના-વાળી ઇમારતી ઉભી કરવી જોઇએ કે જે ભપકો, ધાટધટમ, અને ખુબસુરતી ધરાવી શકે.

"હવે જે કાચી વસ્તુ ઉપર આપણે જે બાંધકામ ઉભુ કરવા માંગીએ છીએ તે ગમે તો એક સાધારણ પત્થર જેતું હલકી કીંમતનું કાં નહિ હોય? તેને જો આપણે પાંખ આપીએ છીએ, એટલે તે વતી એક ઉંચે જતું બાંધકામ ઉભુ કરીએ છીએ, જેથી તે બાદશાહી ટેકરાવાળો ગુંબજ કીંચીત ઝાલર-ઝુલર સાથના કંગુરાના આકારમાં તે ઉંચે આકાશમાં ચઢતો જણાય છે...... અરે ઓ, માનસિક દુનીઆંની ખુબસુરતી, તે તાલ સુરની બંધ બેસ્તી આવતી મધુર રચાએલી સ્થિતિ અને ભિન્ન ભિન્ન પ્રકારની લાગણીઓનું સ્વરૂપ તો જુઓ? તેનામાંથી દુઃખના પડતાં આંસુ છતે તેને બહેસ્તના સ્વરૂપમાં જુઓ! પણ એ રીતે જીદંગી બહેસ્તની હાલતમાં ફેરવી નાંખવા સારૂ શાંની જરૂર છે? ફક્ત ભલી જીદંગી ગુંજારવા-નીજ કોટાઇ છે." અને એટલા માટે;

અએ બેરાદર ચો આકેબત ખાકસત;
ખાક શવ પીશ અજા' કે ખાક શવી.

એ ભાઇ, અંતે તું ફના થનાર છે તો તું પોતે તારો અસવાબ ઉઠાવી જાય તે આગમચ ખાક થઇ જા, યાને. એ ભાઇ ! તારી જીદંગીમાં નરમાસ તથા ભલમણુ સાઇ સર્વે કોઇ સંગાથ રાખ અને મગરૂરી-મોહટાઇ દુર કર. એટલે આ પાંચ દિનની જીંદગીના મુસાફર ખાનામાં તેં પોતે આવીને સારાં બીજ વાવેલાં ગણાશે અને તે મહાન બાપે બક્ષેલી જીદગીનો સારો ઉપયોગ કરેલો લેખાશે.

એક વેળા ત્રણ ધનાઢય મિત્રો ફરતા ફરતા ગામ ભણી આવી પહોંચ્યા માર્ગમાં એક રગટપીટવાળા દરદીને મોટે મોટે બુમો પાડતાં તેઓએ જોયો. તેઓ ત્રણે આ જોઇ દર્દી આગળ ગયા અને પુછ્યુ "અહયા, તને શું થાય છે વારૂ ?" જવાબમાં તે દુઃખી જન બોલ્યો "ઓ દયાળુ ભાઇઓ, જુઓ આપ કે મને હાઠમે રકટપીટ થયો છે. અને પગમાં ફોલ્લા હોઇ સાંમી ભણી ગામ જતાં મને ઠાક ચઢવાથી અને બળતરા ખુબ થવાથી અહીં હું બેસી પડયો છુ દુઃખ અને ચાલુ અગ-નથી હું દિવાનો બની ગયો છુ, માટે કૃપા કરી મને કંઇબી મદદ કરો; ભગવાન તમારૂં ભલું કરશે" આ ત્રણમાંનો એક કોઇ જ્ઞાની પુરૂષ હતો તેણે કહયુ" જોને ભાઇ ! તું આમ આટલાં નજીવાં દુઃખમાં બુમ બરાડા મારશે તો ભવિષ્યનાં ભિ-તૃરમાં છુપાએલાં બીજાં દુઃખ સહન કેમ કરી શકાશે ? દુનીઆ થઇ, અને તેમાં તું આવ્યો એટલે સુખદુઃખની ચકકીમાં તો તને નિત્ય ફરવાનુંજ રહયું. દુઃખ વેળા હાય અફસોસ કરવાથી તેમાં વધારો થાય છે; માટે તારો જીવ શાંત રાખ તો આપોઆપ બળતરા નરમ પડી જઇ તને સુખ થશે" ગરીબ બિચારો દરદી ! તેને આવા મધુર વચન ગમે શાંના ?

એટલે તેણે કહ્યું "અરે ભાઇઓ! અત્યારે દુઃખ વેળા તમો આમ ભાષણ કરશો તેથી મારૂ દુઃખ થોડુ ઓછું થવાનું હતું? મને તમારી વકતાખાજી જોઇતી નથી. કંઇખી મદદ કરો." એક બીજા મિત્રે ગજવામાંથી પાંચ રૂપીઆની નોટ કાઢી આપતાં કહયું" ઠીક ત્યારે લે આ પાંચની નોટનો કકડો છે. એમાંથી કોઇ સારા વઇદનું અઉષધ કરજે" પરંતુ પૈસાથી તુરત વેળા દુઃખ શીં રીતે જંપ વળવા દે? એટલે દરદી તો ખુબ રોવા લાગ્યો. એટલે પૈસા આપનારે પાછુ પુછ્યુ કે "અલ્યા તું તો હજી રડયાજ કરે છે?" દરદી બોલ્યો "શેઠજી તમારા પૈસા મને હાલ શું સુખ આપી શકે છે? આપજ જુઓને કે મારાથી જરાએ ચલાતુ નથી અને સખત બળતરા થાય છે." એટલામાં ત્રીજો કોઇ દયાળુ મિત્ર વચ્ચે પડયો. તેણે કહયું "ભલા મિતરો! એ બિચારો સખત તડકામાં લાંબો સનય સુધી બેસી રહેશે એટલે એના દુઃખમાં ઓરબી વધારોજ થશે. માટે મને એવો વિચાર થાય છે કે મારાં અંગરખાની એક ઝોળી બનાવી એને ગામમાં લઇ જઇએ" પેલા બે મિતરોએ તેમ કરવાની ના પાડી. આવો નિરાશાજનક ઉત્તર સમજી પેલો દયાળુ માણસ ખેદ પામ્યો છતે પોતાનું અંગરખુના કકડા કરી તેને પાણીમાં પલાલી પેલા દરદીના દુઃખી ભાગ ભર મુકયા. પોતાને હાંડે તે ભાગો પાણીથી સાફ કર્યાં. અને તેને થોડુક ઠંડુ પાણી પાયુ અને દર્દી જરાં ટટાર થયોં અને પોતાની જોડે તેને શહેરમાં પછી લઇ ગયો, મતલબ કે જે લોકોને ભલાઇ સરજી છે, અને ભલું કરવાની ઉમેદ છે, તેઓને ભલાંઇ કરવાના અનેક માર્ગ અને સંજોગો અને બનાવો પડેલા છે જે ઉપર મનુષ્યો લક્ષ આપે તો ધીમે ધીમે ભલી જીદંગી ગાળવાનું પજરણ પડતું જાય. સઉથી પ્રથમં ભલાં કામો ઘરથી શરૂ થવાં જોઇએ. કુંટુંબમાં શુધ્ધ વર્તન

રખાય તોજ બહારના કામમાં જશ મળે. માણસ ભલે ભણેલો કે પંડીત હોય, મગર તેનામાં દિલદાઝ દયા, ક્ષમા ઇત્યાદી સદ્‌ગુણો ન હોય તો તેની જીંદગી શા ખપની? ખાવું, પીવું અને મઝા ઉડાવવી એતો પક્ષીપશુ વગેરે જાણે છે પણ તમે ઇનશાંન થએલા શા ખપના? ત્યારે તો તેઓમાં અને તમારા વચ્ચે અંતર જરાએ ગણાય નહિ. "કર્તવ્ય કઉમુદિ" નામક ગ્રંથમાં કહયું છે કેઃ—

सौजन्यं यदि किं गुणैः सुमहिमा यद्यस्ति किंमण्डनैः ।
सद्विद्या यदि किं धनैरपयशो यद्यस्ति किं मृत्युना ॥

અર્થાત—" જો એક માણસ સુજ્ય હોય તો પછી તેનામાં બીજાં ગુણો હોય કીંવા ન હોય તોપણ તેથી શું? જો સત્કીર્તી હોય તો પછી ઘરેણાં પહેરે તોપણ શું અને ન પહેરે તોપણ શું? સુવિધા હોય તો પછી ધન હોએ તોએ શું અને ન હોય તોએ શું? અને જો અપયશ પ્રાપ્ત થાય તો પછી મૃત્યુ શું? તાત્પર્ય એ છે કે બાહ્યના જે કાંઇ ગુણો દેખાતા હોય તે ઉપરથી સુજનતાનું માપ થઇ શકાતુ નથી, પરંતુ આંતર સદ્‌ગુણોથીજ થાય છે."

ખુદાએ તમને બક્ષેલી જીદંગી અને સુખનો આયંદે અંજામ શું છે એ તમો જાણો છો? શું તમો એમ માનો છો કે, તમારા પૈસા ટકા હંમેશ રહેશે? વિચાર કરો કે તમારી દબદબા ભરેલી સ્થિતિ મૃત્યુ સુધી રહેવા પામશે કે? બચ્ચીતજ નહિ અને ત્યારે જે ચીજ અમર્ગ હસ્તિ ધરાવતી ન હોય તે શા ખપની? મનુષ્ય પોતાની ચાહેલી ચીજો માટે જરાએ ગર્વ ન હતો કરવો જોઇએ. કદિ કાલેજ આપણું મૃત્યુ હોય તો તેનું શું થાય? આપણી જીંદગી ઘણીજ ટુંકી છે–તે એટલી બધી ટુંકી છે કે, આપણાથી કહી

સકાતું નથી કે એક પળ પછી આપણી હાલત કેવી થનાર છે.? હમણા તમે ફરવા જાઓ છો; અને રસ્તામાંજ ઠોકરનું ખહાણું થઇ તમારૂ હાર્ટ, ફેલ્યોર થાય તો? તો પછી તમો ક્યાં, તમારી દોલત ને સગાંસ્નેહી ક્યાં? અને એટલા માટે આપણે સમજવું જોઇએ કે, આપણી જીદંગી એક સ્વપન સમાન છે. ઉંઘમાં સ્વપના દ્રરા ભિન્ન ભિન્ન પ્રકારના દેખાવો દિસે છે; અને જાગુત થતાંજ તેમાનું કાંઇએ મળે નહિ. એજ રીતની તમે તમારી જીદંગી માટે ધારી હ્યો કાં કે તમોબી હાલ છો, અને પળમાં નાશ પણ પામશો.

તમે કોઇ દિવસેબી તમારી ઉમરનું સરવાયુ કાઢ્યુ છે? નહિ કાઢ્યુ હોય તો ચાલો આપણે ગણીએ. ખુદાએ આપણને ૧૦૦ વર્ષ સુધી હઈયાતી ભોગવવાની સનંદ ચોકકસ લખી આપી છે. તેમાંનાં પહેલ્લાંથી પંદરથી પચ્ચીસ સુધીમાં મનુષ્યનું બચપણ, બિમારી અને અભ્યાસમાં જાય છે; તે કેડેના બીજા વીસ વર્ષોમાં સંસાર જોડી દુનીઆંની ફરતી ચકટીમાં પિલાય છે; અને પેટનું સાંધન થાય છે. તે પછી સંસાર પરથી માયા ઉતરવા માંડે છે; અને શરીર મંદ બને છે. અને તેથી સુસ્તીને આળસાઇ શરીરમાં વાસો કરવાથી એકાંત બેસી રહે છે. તે પછીના બીજાં છેલ્લાં વર્ષોમાં તો આંખે મોતીઆ, ભુઢાપો, દાંત ન હોવાના સબબે ખાવાની પિડા, બાલ સફેદ, ચાંમડીનો ઢગલો પુંજો અને બીજાં એવાંજ દુ:ખોથી માણુસ કંટાલવા માંડે છે અને મૃત્યુ અગાઉ મોત માંગે છે. આ આપણી જીદંગીનો હીસાબ! હવે કહો કે, 'આ બધાં વર્ષોમાં તમે તમારી મનુષ્ય તરીકેની ફરજો શી અને કેટલી બજાવી? શાંની ફરજ? એજે પશ્ન પ્રથમ તો ઘણાંકોના મનમાં ન હશે અરે! જીદંગી કેવી કીંમતી છે? કલાકો અને તે પછી આવતી મીનીટોને સેંકડોં કેટલી મુલ્યવાન છે? તમો જાણો છો કે મીની-

ટના કલાક અને તેના દિવસો ઝટ પસાર થઇ જાય છે ? અને ને વહેતા ઝડપી વખતમાં તમે શું કીધું ? એના જવાબો થોડાંજ આપુી શકશે. ક્ષણિક મોઝમઝા માટે તમે કેવાં ફાંફાં મારાં હશે ? તે માટે જીદંગીના કેટલા બધાં વર્ષ ગુજાર્યાં હશે ? પરંતુ તે આશા શું પાર પડી હતી, આશા ત્યાં નિરાશા. એજ રીતે તમારૂ જીવન ગયુ હશે તો ! જો તમને જીદંગી વાહલી હોય–તેની કદર હોય અને તેને શુધ્ધ રીતે જીવન બનાવા માંગતાં હો તો જાઓ એક મરણતોલ માણસના બિછાણાં ભણી (!) અને તપાસો કે, તે પોતાની પસ્તાવા રૂપ ગાળેલી જીદંગી માટે કેવી ચિંતા મૃત્યુના પલંગ પર કરે છે ? તમે તેને પસ્તાવા રૂપ શબ્દોમાં બબડતાં સમજશો કેઃ—

"O! that I could go back that I could live over again the years that are gone by, that I might spend them differently and to better purpose than they have been spent."

યાનેઃ—ઓ અફસોસ! હવે કંઇ એવો સંજોગ બનો કે મારી જીદંગીના ગુજારેલા બધા દિવસો પાછા આવે! જો મને પાછી જીદંગી બક્ષેલામાં આવે તો મેં મારી જીદંગીના બધા વર્ષો જે મેં ફ્રોકટ ને ગેરલાભમાં ગુમાવી છે; તે બદલ નિતી નેકીમાં અને રૂડે માર્ગે ખરચું.

કોઇ એક માણસ ઘણોજ દુષ્ટ હતો. છાકટ, જુગારી, સ્વછંદી અને દરેક રીતમાં એની જોડ મળવી મુશકેલ હતી. જંગલમાં રમે ફરતો, રાહદારીના રસ્તા એ ઘેરતો અને કોઇક જતાં આવતાંને લુટીને ઘણીક સમયે તો તેમનાં ગળાંબી ફાંસી નાંખતો એક સમયે એ ઉભો હતો એક રસ્તાપર અને પોતાંના

જીવન માટે વિચાર કરતો હતો "લોકો તો મુર્ખા છે,-અરે દુનીઆંજ મુર્ખી છે તે બબડયો, બધાંઓ સત્યવાન જીંદગી ગાળવા ફાંફાં મારે છે; પરંતુ પ્રમાણીક જીંદગી ગાળવાથી ભલું કોણનું થયું છે? મારોજ દ્રષ્ટાંત લ્યો ને કે, પાપી જીંદગીમાં હું કેવી મઝા કરૂ છુ પેલા ઢોંગીઓએ લખેલાં ધર્મશાસ્ત્ર (!) ધુળ અરે! બધુ ઉંધુચતું ચીતરી માર્યું છે, કહેજે કે મૃત્યુ પછી પાપીઓને સજા થાય છે. પણ એ બધુ ખોટું છે." એમ કહી ખડખડ હસવા પડી ગયો. એટલામાં યમદુત એક કંગાળ માણસના સ્વરૂપમાં ત્યાં આવી ઉભો ને કહ્યું "મને તું ઓળખે છે કે?" પેલા સ્વછંદી માણસે તેનાં અંગ પર ધસી જતાં કહ્યું "હા. હમણાંજ હું તને મારી ઓળખ આપુ છું અને પછી તારી ઓળખ હું પુછીશ એમ કહી એક કટારી કાઢી તેને જેવો મારવા જાય છે. કે સાંમે તો કંઇ મળે નહિ, હરણફાર થઇ પેલાએ આજુબાજુ જોયું તો સાંમી ભણી યમદુતને હસ્તો ઉભેલો દિઠો "કેમરે નાસી કાં ગએલો; પેલાએ પુછ્યુ યમદુત કહે "ભાઇ તું મ્હને હજી પિછાણતો નથી આજે હું તને લેવા આવ્યો છું માટે ચાલ, અબ ઘડી તઇયાર થઇ જા." પેલો માણસ જરા ગભરાયે અને તે શું બોલતો હતો તે ઉપર બરાબર લક્ષ આપ્યું તેણે કહ્યું ઓ સા'બ! આપ કોણ છો તે કહો" યમદુતે જવાબ આપતાં કહયું "હું તારૂં મોત છું તારી જીંદગી હવે ખતમ થઇ છે." પેલા પાપીએ કહયું "ઓ યમદુત આટલી વાર, મ્હને જવા દયો હજી મને વધારે કામ કરવાનાં છે." યમદુતે કહયું "ઠીક છે-હાલ તો તને હું જવા દઉછું હવે જ્યારે તારૂં મુત્ય હશે ત્યારે હું તારાં બિછાણાએ નજરે પડીશ. આમ કહી એ વિદાય થઇ ગયો. પરંતુ કુતરાંની પુછડી વાંકી તે વાંકીજ! એટલે એ સુધરે શાંનો? પાછું પોતાના કુકૃત્યો

તરફ એતો મંડી ગયો આવી રીતે બે વર્ષ પાછાં વહી ગયા અને એક દિવસે એ સખ્ત માંદો પડયો મરણ તોલ થઇ ગયો અને પેલી મોતની મુર્તી" દેખાવા લાગી જે બાજુ માથુ હોય ત્યાં તે દિસતી આ ઉપરથી તે બીજી બાજુ માથુ કરતો, તો ત્યાંબી તે દિસતી હવે કરવું કેમ? પેલા પાપીએ માન્યું કે હવે તો એન્જલનો ફીરેસ્તો મને છોડનાર નથી આથી કરગરીને કહયું "હવે આટલી વાર જો પમકુત મહારાજ આપ મને જીવતદાન બક્ષો તો હું તમને વચન આપુ છું કે, હવે મારાથી બનતી ભલાઇ કરીશ." "એમ છે તો ફરી એકવાર તને હું જીંદગી બક્ષુ છું" આમ કહી તે વિદાય થઇ ગયો. હવે કહેવાની કંઇ વિશેષ જરૂર નથી. કાં કે, એકવારનો પાપી આ માણસ હવે એક સદગ્રહસ્થ થઈ ગયો. અને આબરૂ દરકારથી પોતાની આજીવિકા કરવા લાગ્યો.

લોકોને સુધારવા માટે ઉપદેશ કરવાના બે રસ્તા છે. એક રસ્તો આ છે કે, દુર્ગુણોનાં વર્ણનો કરી તેનાથી થતી ખરાબી બતાવીને લોકોને ચેતાવવાં, દહેસ્ત આપવી અને ઉશેકરવાં. અને તેમ કરી તેઓને ઠેકાણે લાવવાં. બીજો રસ્તો એ છે કે, તેઓને ગમે ત્યા તેઓ કુદરતી રીતે આકર્ષાય તેમજ તેઓથી બની શકે તેવા સદગુણોના ઉત્તમાં ઉત્તમ નમુનાઓ તેમને બતાવવા આવી રીતે બે રસ્તા લોકોને સુધારવા સારૂ છે. દુર્ગુણોના ખરાબ વર્ણનું કરી માણસને ધાસ્તી આપવી એ રીતનો જ્ઞાનનો માર્ગ ઝીઓ પસંદ કરવા જોગ નથી. એ કરતાં ઇંદ્રિઓને, મનને અને બુદ્ધિને ગમે તેવાં આત્મીક બળનાં અને આત્માના સઉદર્યના ચીત્રો બતાવી મનુષ્યોમાં રહેલી ઉંચ લાગણીને સ્વાર્થ, ભય કે ઠપકો આપીઆ વગર એની મેળે જગાડવી અને પ્રગટીકરણમાં આગળ વધવાના માર્ગ બતાવી આપવું સારૂ છે. આપણા ઘરમાં આપણો ભાઇ બાઇબલ વાંચતો હોય,

બેન અવસ્ના વાંચની હોય અને બાપાજી ગીતા વાંચતા હોય તો તેમાં આપણો વાંધો નથી. આપણા જીવનનો તો હેતુ બસ એટલોજ છે કે અહુરમજદની ખરી ખૂશાલી આપણા હૃદયમાં હંમેશ માટેની થવી જોઇએ અને આ અસાર સંસારને આપણી ફરજોમાંથી દુર રાખવું જોઇએ. કવિએ કહ્યું છે કે-

"સંસારમાં સરસો રહે ને મન મારી પાસ;
સંસારમાં લેપે નહિ; તેને જાણું મારો દાસ."

---

## પ્રકરણ અગીઆર મું.

જગતમાં જન્મ લીધો મેં શું કામ ?

I live for those who love me.
For those I know are true;
For the heaven that smiles above me
And awaits my spirits, too;
For all haman ties that bind me,
For the task my God assigned me.
G. Linnoeus.

મીસીસ સેઇન્ટની હાલસીંહ નામક એક જાણીતા અંગ્રેજ બાનુ લેખક પોતાના એક લેખમાં વિવેચન કરતાં જણાવે છે કે—"રસ્તાની પેલી મેર આવેલા પર્વતની કાળી બાજુ સામે લાલ પ્રકાશ ચળકી રહયો હતો. મુસાફરોને માર્ગ દર્શાવવા સારૂ એક નોકર તેની સાથે મસાલ લઇને ચાલતો હતો. જેમ જેમ તે તેજ આગળ ચાલ્યું તેમ તેમ તે આગિયાની માફક ચળકવા અને ઉચું નીચું થઇ નૃત્ય કરવા લાગ્યુ. પછી તે વાંકે માર્ગે વળતાં અદ્રશ્ય થઇ ગયુ. અને નજરે પડ્યું નહિ

ગીરીના દેવતાએ મારી પાસે આવીને ધીમેથી કાનમાં કહ્યું કે 'જીવન પણ પેલી મસાલના જેવુંજ છે. માનવદેહમાં તે થોડા સમય સુધી પ્રકાશે છે. પછી ઇશ્વરની પરિચારિકા ભાગ્ય દેવી તેને ઉપાડી લઇ પર્વતની પેલી બાજુએ લઇ જાય છે અને અદૃશય થઇ જાય છે. પરંતુ એટલું તો યાદ રાખ કે, મૃત્યુ એ જીવનને વળવાના માર્ગ સિવાય અન્ય કંઇજ નથી. જીવનનો અગ્નિ તો પહેલ્લાંની માફક બળ્યાજ કરે છે: પરંતુ મત્યુ રૂપી પર્વત આપણી દૃષ્ટિથી તેના પ્રકાશને ઢાંકી દે છે, અને આપણે ભુલથી તેને નષ્ટ થએલો માનીએ છીએ. રસ્તો લાંબો અને વિકટ છે, તે ગોળ ને ગોળ ચક્રાવો લે છે, અને સર્વના સૃષ્ટા ઇશ્વરના નિવાસ સ્થાને ધીમે ધીમે પહોંચી જાય છે. આપણે જો સબુરી રાખી શકીએ તો આપણને સમજાશે કે નસીબ દેવી પછી આત્માના તે પ્રકાશને પ્રથમની માફકજ ઝળકતો રાખી ટેકરીની આ બાજુએ ઉંચ શીખર પર ઝુલે છે; અને જેવી રીતે પરિચારક અન્ય મનુષ્યોની પરિચર્યા કરવાને દિવો લઇ આગળ ચાલે છે, તેવી રીતે ઇશ્વર આપણા જીવન અગ્નિને ભાગ્ય દેવીના હાથમાં સોંપે છે, સેવા માટેજ આપણને જન્મ આપ્યો છે- સેવા અર્થેજ સચેત પ્રાણીઓની સાથે આપણને રાખવામાં આવ્યા છે. જો આપણું જીવન આપણે પવિત્ર અને તેજસ્વી રાખેલું હોય છે તો તે વિશ્વની ભુલભુલામણીમાં ગુચવાતા ઘણાક જીવોને માટે માર્ગ દર્શક થાય છે; પરંતુ જો આપણે તેને સ્વચ્છ ને ચકચકિત રાખવામાં તેમાં અધ્યાત્મિક તેલ પૂરવામાં અને તેની બત્તી સાફ કરવામાં બેદરકાર રહીશું તો આપણા જીવનની ચીમની વિકારો રૂપી ધુમાડાથી ઝાંખી પડશે અને તેની જીવનની જયોતની પવનના સપાટાથી અસ્થિર બની બુઝાઇ જશે, અને અન્યને માર્ગ દર્શક બનાવાનું જે કાર્ય આપણને સોંપવામાં આવેલું છે.

તેમાં આપણે નિષ્ફળ નિવડીશું, એટલુંજ નહિ પણ આપણે પોતેજ અવળે માર્ગે ચઢી જઇશું; અને સુકાં હાંડકાંના ખીણમાં સત્વ વિનાના નિર્થક કચરાની પેઠે નાશ પામીશું; એક કવિએ સત્ય રીતે બળાપો કરતાં કહ્યું છે કેઃ—

I deem the man a nobleman.
Yea noblest of his kind,
Who shows by moral excellence
His purity of mind;
Who is alike through good & ill,
A firm, unflinching man;
Who loves the cause of (brotherhood,)
And aids it all he can.
I deem the man a nobleman,
Who acts a noble part,
Who shows alike by word and deed,
He hath a true man's heart.
Who lives not for himself alone,
Nor joins the selfish few;
But the prizes more than all things else
The good that he can do."

યાને—ઓ માનવ! ઇશ્વરે તને મનુષ્યનો અવતાર આપ્યો તે શાને માટે? ફકત તે મહાન પિતાને ભજવા અને પીછાંણવાજ? ત્યારે તું તો એ બદલ આ ક્ષણભંગુર જગતની નાસવંત વસ્તુઓ પ્રતિ કાં ધસડાઇ ગયો? આ ફાની અવનિની વસ્તુઓ પ્રાપ્ત કરવા તેં રંજ તો ઉઠાવી, પરંતુ તેમાં તું કયાં છે ફતેહ પામ્યો? ખરી રીતે જોતાં એ બધાં

વર્ષ તેં વિના ફોગટના ગુમાવ્યા છે. પ્રભુએ મનુષ્યને બુદ્ધિ અને મનશકિત આપેલી છે. આ બે ભેગી શકિતઓથી આપણા પેદા કરનારને આપણે પીછાંણવાનું છે. ત્યારે તું તો એથી વિરૂધ્ધ રીતે આ જગત્‌ની માયા પર મોહી પડી કેવળ તારી ખાટી ઇંદ્રિઓને આનંદ મળે એવા હેતુથી તેનેજ પુજે છે અને પોષે છે. પરંતુ તેના પરીણાંમે તેં દુઃખ સિવાય કશું અનુભવ્યું છે; ખરો માણસ હું તેનેજ માનું છુ કે, જે નિત્ય સદાચરણથી સ્વચ્છ, મનની મોહતાઇ દેખાડે અને ભાઇબંધી થી સર્વે સાથ ચાલે.

એક બાહોશ ચોર રાજાના મહેલમાં ચોરી કરવાના ઇરાદાથી પ્રવેશ થયો; અને એકાદ ખુણામાં કોઇ ન જુએ તેમ ભરાઇ બેઠો. રાજાને સંતાન નહોતાં અને તેવીજ સ્થિતિમાં તે હવે વૃદ્ધ પણ થવા આવ્યો. પોતાનું મૃત્યું પછી તેનું બહોલું રાજ્ય કોણ લેશે તેની ચિંતા રાજાને થવા લાગી. આથી તેણે વિચાર કરી રાખ્યો હતો કે કોઇએકને પુત્ર તરીકે દત્તક લઇ લેવો. અને તે રાત્રીએ બિછાણાં પર જતાં રાજાએ, રાણીને કહ્યું કે આજે મેં દૃઢ નિશ્ચય કીધો છેકે, આવતી કાલે પ્રભાતમાં ઝઝકળુ થતાંજ જે કોઇ માણસ આપણાં મહેલમાં પ્રવેશ થાય તેને આપણા પુત્રં બનાવી લેવો. આ વિચાર સાથે રાણી બી મળતી થઇ. રાજા–રાણીનો આ વિચાર પેલો ચોર, જે ત્યાંજ છુપાઇ રહ્યો હતો તેણે સમજ્યો. તેનાં મનમાં આવ્યું કે ચોરી કરી ગુજરાંન કરવા કરતાં રાજા બની માન મેળવવું એ વધારે સારૂં છે; અને તેથી ચોરીનો વિચાર માંડીવાળી પ્રભાત થતાં સુધી ત્યાંજ પડયા રહેવાનો વિચાર કીધો. બીજે દીવસે પ્રભાત થતાંજ મહેલના બારણાં ઉઘાડયાં અને રાજા રાણી પુત્રની રાહ જોવા લાગ્યાં. પરંતુ તેટલાંજ ચોર મામા બહાર નિકળી જઇ જાણે રસ્તા પરથીજ આવતો હોય તેમ

તેમની દષ્ટિએ પડયો. અને રાજાએ તેને બોલાવ્યો. પોતાની આશા ફળીભુત થયલી જોઇ રાજા રાણીના ઉગર ખુશાલ થયાં, અને તેને આવકારથી વધાવી લીધો. બન્નેએ તેને એક પુત્રનીજ મહોબતથી ચુંબન કીધું. અને પોતાના એક પુત્ર દાખલજ તેને બોલવા લાગ્યાં. ભિન્ન ભિન્ન પ્રકારનાં શોભિત વસ્ત્રો તેને સજવામાં આવ્યા, અને ઘરેણાં ગાંઠાંનો ખુબ ઠઠેરો કરી એક ઉંચા આશાન પર બેસાડી રાજા રાણી ઉમરાવોને ખબર કરવાં ગયાં. તેઓના જવાપછી પુત્રના સ્વરૂપમા બીરાજેલા ચોરને લાગ્યું કેઃ અહો ! હું આટલો બધો પાપી છુ. છતાંએ જયારે આટલું બધું માન મને ખુદ રાજા તરફથી મળે છે અને મ્હને પુંજે છે તો જો હું ખરેખરજ પવિત્રને સદ્દગુણી હોતું તો મને આખી જગત પુંજે એમાં કંઇ નવાઇ છે ?" આ એક સત્યરૂપ વિચારથી ચોરને પોતાના ખરાં જીવનનું ભાન થયું. અને પોતે ગુમાવેલાં ઘણાં વર્ષો માટે તે પસતાવા લાગ્યો. તેણે તુરતજ પાદશાહી ડ્રેસ કાઢી નાંખ્યો અને કેવળ લંગોટી ઉપરજ પાછલા પગે મહેલની બહાર છાંની રીતે નાસી જઇ એકાદ જંગલમાં ગયો. એટલામાં રાજારાણી પોતાના ઉમરાવો સાથે ત્યાંય આવ્યાં. પરંતુ તેમનું હસતું દલગીરીમાં ફેરવાઇ ગયું. કારણ કે પુત્ર ત્યાં નહોતો. અને કપડાં ત્યાંજ વીરવીખેર પડેલાં હતાં. આથી તેઓના જીવ વ્યાકુળ વ્યાકુળ થવા લાંગ્યાં. અનેક સ્થળોએ રાજાએ તેની ભાળ કઢાવી અને અંતે ચારેક માસ પછી તેને એક શાંત જંગલમાં સમાધિમાં જોયો. રાજા ઘેલછો થઇ તેની આગળ દોડી ગયો અને તેને ચુંબન કરી આમ સંતના વસ્ત્રમાં જોઇ વિસ્મય પાંમી તેનું કારણ પુછયું. પુત્રે તેમની માફી માંગતાં કહયું હે પિતાશ્રી ! મને ક્ષમા કરો. હું આપના પુત્ર તેમ રાજય ચલાવાનેભી લાયક નથી. હું તો એક પાપી છું. અને મારાં પાપના

પસ્તાવા માટે મને અહીંજ રહેવા દયો. આ ઉપરથી રાજા નિરાશ થઇ ચાલ્યો ગયો. પરંતુ એ પછી ચોર ઘણોજ સુધરી ગયો. અને એજ રાજાના રાજ્યમાં એક મહાત્મા દાખલ પંકાઇ ગયો. આ બધુ શાથી થયુ એ તમો જાણો છો? કારણ એજ કે ચોરે પાછળથી પોતાના હૃદયમાં ઉચ્ચ વિચારોને સ્થાન આપ્યુ હતું. અને આ રીતે પ્રત્યેક બીજા માણસોબી પોતાનું ગમે એવું પાપી જીવનબી મહાત્મા પેઠે બનાવી શકે તેમ છે.

પ્રખ્યાત લેખક જેમ્સ એલન આવી રીતની અપોઇથી ગુજારવામાં આવતી જીદંગી માટે પોતાની "The Life Triumphant" કેતાબમાં નીચે મુજબ જણાવે છે કે:—

"And what is permanent in life ! what is essential ? Virtue alone is permanent; character is essential. So simple is life when it is free from all superfluities and rightly understood and lived, that it can be reduced to a few unmistakably easy to be understood though hard to pratise principles; and all great minds have simplified life. Buddha reduced it go eight virtues in the pratice of which he declared that men would acsquire perfect, enlightenment, and these eight virtues he reduce to one which he called Compassion. Confucius taught that the perfection of knowledge was contained in five virtues and these he experssed in one which he call Reciprocity, or Sympathy; Jejus reduced the whole of

life to the principle of love. Compassion, sympathy and love, these three are identical. How simple they are too ! Yet I can not find a man who fully understands the depths and heights of these virtues, for who so fully undeastood them in practice, he would be complete perfect divine. There will be nothing lacking in him, of know ledge and virtue and wisd'om.

Wise men govern their lives by a few simple rules A life governed by the central principle of love will be found to be divinely consistent, in all its details. Every thought, word, and act will fall in to its proper place and there will be no conflict and confusion."

આપણા જીવનમાં સર્વે પ્રકારના કલેશ, કંકાશ, શંકાઓ, વ્યધિઓ, દુઃખ, ભય, ચિંતા અને હાડમારીઓ સરજાવેલી છે. જેનું મુખ્ય કારણ એ કે આપણે ઇશ્વરી જીવન ગાળતાં નથી. ધારો કે તમો ગરિબ હો, તો અલબતાં તમુરિ, તમારાં પેટની પુજા સારૂ આખો દિવસ રળવું પડે. અને જો એજ પ્રમાણે આપણે આખી જીંદગીનું તેલ પુરૂ કરી દઇએ તોજ પછી આપણું કર્તવ્ય કોણ બજાવશે ? એવા એવા ગરીબ અવતારો તો ઘણાંએ આવશે તો શું એ દરેક વેળા આમ ચલાવ્યા કરશો ? શાળામાં એક વિદ્યાર્થી કામના બહાણાં તળે લેશન કર્યા વગર એક દહાડો આવે પંદર દહાડા આવે, પણ; બધા દિવસ કંઇ એમ ચલાવાય ? એટલે મેઠીપાક શિક્ષકના હાથનો

પડ્યા વિના ન હોતો રહેય એજ રીતે તમને ફરજ નહિ બજાવાની શિક્ષા અવશ્ય થશે. યાદ રાખજો કે જ્યાંસુધી હાલની પેઠે જો આપનું જીવન ચાલુ રાખીશું તો પછી તમને દુઃખો અવશ્ય નડશે. માટે આપણે, આપની સ્થિતિનો વિચાર નહિ કરતાં જેમ બને તેમ અને ગમે તેવા આડકત્રા સંજોગો છતાંએ પ્રગટી કારણમાં આગળ વધવું જોઇએ. જીવન કાંટારૂપ ન થાય એ માટેનો આ એકજ માર્ગ છે; એમ જ્યારે ગુપ્ત નાદ એક દિવસે તમારા કાનમાંથી નિકળશે ત્યારેજ તમને તમારા સાચ્ચાં જીવનનું ભાન થશે, અને શા માટે તમોએ જગતમાં જન્મ લીધો છે. તેનું આપ મેળે જ્ઞાન થશે. અને તે પછીજ રૂડા વિચારો આપણા જીગરમાં પોતાનું સ્થાંન કરશે. આપણું જીવન કાંઇ આપણા એકલા માટે નથી. બીજાંની સેવામાં પોતાના જીવનનો ભોગ આપવામાંજ આપણને ખરાં જીવનનો ભાસ થાય છે. બાકી જે મનુષ્ય સ્વાર્થી જીવન ગાળે છે તે નિરસ જીવન ગાળે છે. તેઓને આ વિશાળ જગત અને તેમાં અબજો વસ્તા માણસોના જીવનનો કશો ખ્યાલજ હોતો નથી. જે મનુષ્ય બીજાંની સેવામાં પોતાને ભુલી જાય છે; તેજ સાચું જીવન ગાળે છે. જુઓ, એક કવિ કેવા મધુર શબ્દોમાં એ બાબદ આપણને સમજાવે છે ? આ રહયાં તે મધુર વચન—

"બ્હો પાણી ઢલ ગયા તું દેખ ઝરા પાહોડ઼સે,—
અય મસ્તે નાઝ ! તેરીબી એ જવાની કબતક ?
ફુલ 'મેરઝાયગા આખેરથી ખુશબો છોડકર;—
માલી ! કરતા રહેગા તું—પાસબાની કબતક ?
દમમે દમ ઉડ જાયગા "મહોબ્બત"સે મીલ ઝરા,—
મહોબ્બત દર પેશ હય હાય ! ઝીંદગાંની કબતક?

અર્થ—"ઓ અફસોસ ! આ તકલીદી નાસવંત જવાની પર મુસ્તાદ રહી કામ કરનારાઓ ! જરા જુઓ. પેલા ઉંચા

પહાડો ઉપરથી કેવું પાણી ઝટ વારમાં ઢળી જાય છે. ભાઈ એજ મિસાલ તમારી ફિઝળની જવાંનીનું જોર—દોર જોતજોતામાં ઢળી જશે. માટે આવા જુવાનીના એશાગમમાં—કે જે આ જગતમાં કદિ પાછો ફરશે નહિ તમારી ગફ્લત ભરી મસ્તાની ને તુંડાઇ છોડી કાંઇક ભલાં કાર્યો કરી લ્યો. કોઇ દુઃખીઆંની સેવા કરી પુન્ય હાંસલ કેરો ! કેમકે તમારે માટે બુઢાપો-વૃદ્ધાવસ્થા નજીક છે.

"આ તમારી જીંદગીનું ખીલતું-ખીલેલું ફુલ આખેર તો કરમાઇ જશે. અને કેવળ તમારી નેકી કે બદીનો ખુસબો ઔર બદબો પાછળ રહી જશે. તો જીંદગીના ઝાડને તકોબરીના પાણીથી ઉછેરનાર માળીઓ ક્યાંસુધી એ છોડવાની એવા ગંધીલા પાણીથી પાસબાંની કરતા રહેશો ? માટે સ્વાર્થ છોડો પરમાર્થ કરો, કે જીવ જતો રહે. પરંતુ તમારા શુભ કાર્યોની કીર્તીની ખુશબો આ જગતમાં રહી જાય.

"આખેર નસીબતના એ બોલ ! કોઈ પળમાં આ તારો ચંદરોઝા મહેમાન થઇ રહેલો દમ, તને છોડી ઉડી જશેઃ અરે ? તારા સોનેરી શરીરના પીંજરામાંથી તેનો સ્વાંમી શુડો પોપટ રવાના થઈ જશે. ને પાંજરૂ કેવળ ખાલી પડશે. માટે દુનીઆંના નાનાં મોટાં સાથે જે પળ જાય છે, તેમાં "મહોબતથી મેળાપ રાખી લે. દીલ સાફ રાખી પ્યારને દયાથી વર્તી લે. કેમકે મોત નજીકજ છે."

રબસે ડરના એ જુઠી જહાંમે જો હો તરના;
નેકી હરદમ જગમે કરનાં એ જુઠી જહાંમે જોહોતરના.
દેનાં નહિ તું રંજ કીસીકો મતલબસે તું ડરના;
રબ દિલકો પાંક કરકે યાદ કર દાતારકી.
આજ હયે ઔર કલ નહિ એ જીંદગી હરબારકી;
ઘડી ઘડી સુખ પાવે નહિં નર કામ સફળ સબ કરનાં.

ભલા કર લે ફાંની જગમેં દુનીઆં હએ દો દિનકી;
રખ ભરૂસા મત તું જગમેં ખબર નહિ એક પલકી.
નેકી હરદમ જગમેં કરનાં એ જુઠી જહાંમે જો હોતરનાં;

---

## પ્રકરણ બારમું

### મન શક્તિ અને તેની ખીલવણી *



Our Wills are ours, we Know.
not how;
Our Wills are ours, to make
them Thine.

Tennyson.

કોઇ પણ અતિ ઉપયોગી કે ખેંચાણ કારક કૃતીંનું મુળ **મનજ** છે; પછી તે એક સુંદર કાવ્ય હોય, મનોહર ચિત્ર હોય, લાભદાઈ ધંધો હોય, કે અઢલક દ્રવ્ય પ્રાપ્ત કરાવે તેવી નવિન શોધ હોય. મનનો પુરેપુરો વિકાસ કરો અને તમો જરૂર સારા સારા સુંદર લાભો મેળવી શકશો. મનને ઉંચ બનાવી તેની કર્તૃત્વ શકિત વધારવી એ સ્વાર્થ કૃતીં નથી. તેમ કરવું એ તો તમારા પોતા પ્રત્યે અને આખા રાષ્ટ પ્રત્યે તમારી ફરજ છે. પરિપૂર્ણ રીતે કેળવેલું તથા વિકસાવેલું મનજ માત્ર સમસ્ત જગતને ઉત્તમ રીતે ઉપકારક નિવડે છે; એ વાત બહુ થોડા માણસોજ સમજી શકે છે. દ્રવ્ય પણ તેની હરીફાઇ કરી શકયું નથી. મનની શકતિ વિના દ્રવ્ય પણ તદન૦ નિરૂપયોગી બને

---

* મી૦ એમ૦ એમ૦ પોટા B. A. એ બાળબોધમાં લખેલા એક લેખમાંથી થોડાક સુધારા સાથે.

છે. પ્રત્યેક દેશ, પ્રત્યેક ધંધો, પ્રત્યેક વેપાર હંમેશા આવાં સુંદર તથા ઉત્તમ પ્રકારના મનને આવકાર આપવા એટલે તેનો ઉપયોગ કરવા તઇયાર હોય છે. ઉંચ સમાજમાં પ્રવેશ કરાવનારૂં તે મુખ્ય દ્વાર છે. તેને કોઇ પણ વસ્તુ અસાધ્ય નથી.

પરંતુ આ રીતે મનને કેમ કેળવાય ? તમારે અવલોકન કરતાં શીખવું જોઇએ. પરંતુ અવલોકન શી રીતે કરાય? એ માટે ઇંદ્રિઓને યોગ્ય રીતે કેમ કેળવવી ?; અને ખાસ કરીને આંખ તથા કાનનો ઉપયોગ કેમ કરવો, કર્તૃત્વ શકિત તથા આત્મવિશ્વાસ કેવી રીતે ખીલવવા, વિચાર શકિતનું તત્વ કેવી રીતે સમજવું, તથા ઉપયોગમાં લેવું એ તમારે સમજતા શીખવું જોઇએ. વળી પૃથક્કરણ તથા સંયોજન કેમ કરવું, કોઇ પણ કઠીણ વિષયને સાદામાં સાંદુ રૂપ કેમ આપવું, નવા વિચારો ખીલવી જુના વિચારો શી રીતે એકઠા કરી તેનું યોગ્ય સંમિશ્રણ કરવું, મનની એકાગ્રતા તથા ઇચ્છાબળની દ્દઢતા કેવી રીતે કરવી; પરપ્રેરણા તથા આત્મ પ્રેરણાથી સુચવાએલાં કૃત્યો કેવી રીતે અમલમાં મેળવાં અને તમારી પરિસ્થિતિને અનુકુળ યોજના માટે કોઇ પણ વિષયનો કેવી રીતે અભ્યાસ કરવો જરૂરી છે એ ખાસ લક્ષમાં રાખવા જેવી બાબદને બારીકાઇથી સમજવી જોઇએ.

જીંદગીમાં ઉત્તમ પરિણામો પ્રાપ્ત કરવા માટે બે સરતો પાળવાની જરૂર છે; અને તેનો સમાવેશ 'આત્મવિશ્વાસ' અને 'ઉદ્યમ' એ બે શબ્દોમાંજ થઇ જાય છે. વિજય પ્રાપ્ત દુર હઠાવવા માટે સંશય તથા પોતાના અણવિશ્વાસ સમાન બીજી કોઇ ખરાબ વસ્તુઓ નથી. ગમે તેવી સીદ્ધી તથા મુશકેલી ભરી સીડી ઉપર ચઢવાનું કાર્ય આત્મવિશ્વાસથી સરળ બની જાય છે. પરંતુ તેમ કરવામાં તમને તમારી શકિત વિષે જરા પણ શંકા આવશે કે તુરત તમને તે સીડી ચઢતાં ચક્કરો આવવા માંડશે અને કદાચ તમે છેક નીચે પણ ગબડી પડો. જરા દુનીઆમાં

પ્રેતનો વડેજ આગળ વધી શકાય છે કોઇ પણ મહત્વના કાર્યમાં વિજય મેળવવા માટે આત્મ વિશ્વાસ કરતાં પણ વિશેષ જરૂરની એક બીજી વસ્તુ તે "મહેનત" છે મહેનતનો અર્થ આ સ્થળે "પ્રયત્ન એમ કરવો આગળ વધવા માટે સતત પ્રયનત્નરૂપી કીંમત જરૂર આપવી પડશે. પ્રત્યેક વિજયવંત કાર્યની શરૂઆતમાં પ્રથમ તો વિચારજ હોય છે. પ્રત્યક્ષ વિજયવંત કાર્ય શરૂઆતમાં પરોક્ષ વિચાર રૂપે ઉદ્દભવે છે. માટે સત્ય વિચારને આપણે યોગ્ય કર્મ કહી શકીએ માટેજ મનની નિપૂણતા તથા ઉત્તમતાના પાયારૂપ ગણાય છે.

તમને ફુરસદની વેળા વધારે છે કે ઓછી એ તો તમે બરાબર પોતેજ જાણો છો. જો ફુરસદની વેળા ઓછી હોય તો દર્શાવેલા સમય પત્રક પ્રમાણે કામ કરવાની વિશેષ આવશ્યકતા છે, જ્યારે કંઇપણ ખાસ કામ ન હોય ત્યારે તેવી ફુરસદની વેળાનો શી રીતે યોગ્ય ઉપયોગ કરવો એ વાત જેઓ જાણતાં હોય છે, તેઓમાં ઘણો જબરો ફેરફાર થઇ જાય છે. એવાં ઘણાં માણસો આપણે જોયાં છે તથા સાંભળ્યાં છે. કામ છતે ફુરસદ મેળવવા તમારે શું કરવુ જોઇએ? તમારામાં ઉત્સાહ જોઇએ. પરંતુ આપણામાં ઉત્સાહ રેડે તથા કામ કરવા પ્રેરે તેવી શક્તિ છે કે કેમ તે આપણે ચોક્પસણે કેવી રીતે કહી શકીએ? ફક્ત શાંત ચિત્તે આત્મ પૃથક્કરણ કરવાથી તેમ વળી તમને બાળપણાથી અમુક પ્રકારની વિચાર શ્રેણી પ્રત્યે અથવા એમુક પ્રકારના કામ માટે ખાસ વળણ હતુ કે કેમ અને હાલ તમો જે કામ હાલ કરો છો; તે કામ માટે આગળથી તમારી ઇચ્છા હતી કે કેમ? તમારૂં ધ્યેય શું છે? બીજાં લોકો જગતમાં આવી જે કંઇ કરી જાય છે તેનાથી વિશેષ તમો કરી જશો કે કેમ? આ પશ્નોના ઉત્તર શી રીતે મેળવાય? આ પશ્નોનાં ઉત્તર અનેક રીતે આપી શકાય. પરંતુ અમુકજ વિષય તરફ તમારા વિચારોનુ

વખાંણુ હંમેશ માટે છે અને તેમાંજ તમને વિષેશ રસ પડે છે એમ જો તમે ચૌક્સ પણે કહી શકો તો તેજ દિશામાં તમારી શકિત વિશેષજ ખીલી નીકળે.

માનસિક નિપૂણતાનું એક બીજું મુળતત્ત્વ આપણા મગજની શકિતઓ છે. વેપારની ,અદ્દભુત ખીલવણી કરવાની શકિત, ગણિતના મોટા મોટા ગુંચવણ ભરેલા દાખલાઓ ગણવાની શકિત, અથવા તો ગુરૂત્વકર્ષણ જેવા મહાન નિયમની શોધક વિગેરે સર્વ શકિતનું ઉગમસ્થાંન-મુળસ્થાંન વિચારજ છે છે. સર્વે મહાન કાર્યો વિચારમાંથીજ ઉદ્દવે છે. એટલે કે વિચાર એ કર્યોનો પિતા છે. પરંતુ દરેક વિચારને વિજયવંત રીતે પરિ- ણામવામાં બે વસ્તુઓની અપેક્ષા છે. એક તો કાર્ય કરવા માટે અંદરનું પ્રેરટ બળ, બીજી સતત્ મહેનત આપણે એવાં ઘણાં માણસો જોઇએ છીએ કે તેઓની મગજ શકતિની બરો- બરી કરી શકે તેવા બીજાં માણસો મળી શકતાં નથી. પરંતુ તેઓમાં અમુક ખાસ કાર્ય કરવા માટે ઉત્સાહનોઅભાવ હોય છે, એટલે કે તેઓ જન્મથીજ આળસુ હોય છે. એચ્છિત વિજય પ્રાપ્ત કરવા સારૂ તમારી સર્વ શકિતઓને એકત્રિત કરી તેઓને એક મેળમાં લાવવાની જરૂરીયાત છે.

બીજાં તત્વને આપણે 'ઉદ્યમ' એવું નામ આપી આગળ ઉપર વાંચી ગયાં છીએ. ઉત્સાહથી પ્રેરાઇને જે વિચારો તમારા મનમાં બંધાયા હોય તે વિચારોને અમલમાં મૂકવાનો પ્રયત્ન કરવો તેનું નામ જ "ઉદ્યમ" અનુંભવવું અને વિચારવું એ કોઇપણ કૃત્તીંનો બે તૃતિયાંશ ભાગ છે. અને પછી તે પ્રમાણે કરવાની ઇચ્છા કરવી તે બાકીનો ભાગ છે. ઇચ્છાનું સંપુર્ણ સ્વરૂપ એટલે તે પુર્ણ થએલી કૃત્તીં હવે 'આ ત્રણે વસ્તુને એક સાથે મુકીને જોઇએ તો તેઓ તેનાં મુળ સ્વરૂ-

પમાં આપણુને બહુ સાદી દેખાય છે. સાધારણ રીતે કહીએ તો માનસિક શક્તિના ત્રણ વિભાગો પાડી શકાય:—

૧—આગળ વધારનારી શક્તિ.

૨—સતત્ મહેનત અને ખંત (તથા)

૩—એનજીન તરીકે બુધ્ધિ.

ઘણી વેળા બહુ હુસ્યાર માણસો જગત્માં પાછા પડતા આપણે જોઇએ છીએ. તેનું કારણ આ ઉપરથી સમજી શકાય તેમ છે. તેઓની બુદ્ધિ અપુર્વ હોય છે. પરંતુ આગળ વધારનારી શક્તિ, ખંત તથા સતત્ મહેનતનો તેઓમાં અભાવ હોય છે. ત્યારે બીજાં માણસોમાં બુધ્ધિની અપુર્વતા અથવા તો શક્તિ હોય છે ખરી; મગર આગળ વધારનારૂં પ્રેરક બળ (પેટ્રોલ) અને વિજયપ્રાપ્ત કરવાની ઉત્કટ ઇચ્છા હંમેશ જોવામાં આવે છે. તેથી તેઓ પોતાનાથી વિશેપ શક્તિવાળા તથા હુશીયાર પુરૂષોથી આગળ નીકળી જાય છે.

ઉ-તમો-તમ વિજય મેળવવા માટે તમને તમારા આત્માની પુરેપુરી ઓળખ થવાની જરૂર છે. જગત્ જયારથી રચાયું ત્યારથી તે આજસુધી કોઇ બે પુરૂષો કે કોઈ બે સ્ત્રીઓ એકજ સરખી શક્તિઓ ધરાવનારા થયાંજ નથી એમ કહેવામાં હરકત જેવું કશુંએ નથી. તમો પોતેબી એક અપૂર્વ વ્યક્તિ છો, અને તેમાંજ સમાજમાં તમારી ખરેખરી કિમંત રહેલી છે. જગતના સઘળા વ્યવહારમાં, વિદ્યાન સૃષ્ટિમાં, વિચાર, સૃષ્ટિમાં અથવા જગત્ની અનેક પ્રકારનાં સુખસાંધનો વાળી આનંદસૃષ્ટિમાં, હંમેશાં ચારે તરફથી એકજ વસ્તુની માંગણી થયા કરે છે; અને તે કોઇપણ સ્વતંત્ર વિચાર કરનાર અપૂર્વ બરોબર સાંભળી શકતા હો તો તમને જણાશે કે આખું જગત તમને સાદ કરી રહ્યું છે. કદાચ તમારી જાણુ બહાર તમારામાં કોઇ એવી શક્તિ અથવા તો કોઇ એવા ગુણો

છુપાઈ રહેલા છે કે તે તમારા સિવાય બીજી કોઇ પણ વ્ય-ક્તિમાં ન હોય; અને જગત્ પોતાના ઉદ્ધાર માટે તમારી એ શક્તિ અને તમારા એ ગુણો વાપરવાનું તમને મોટે અવાજે કહી રહ્યું છે. તમે એકજ જરૂરીયાત પુરી કરી શકો એમ છો અને જગત્ તમને તેનો બદલો જરૂર બહુ મોટી ઉદારતાથી વાળી આપશે, પરંતુ તમો જો તમારી એ ખાસ શક્તિને નિંદ્રીત અવસ્થામાંજ રહેવા દેશો તો તેનો કંઇ પણ ઉપયોગ થશે નહિ અને તેનો બદલો તો જરા પણ તમને મળશે નહિજ. જગતમાં વસ્તી વધારે પડતી થઇ નથી; અને સૈકાઓ સુધી તેમ થવાનો સંભવ પણ નથી પરંતુ જગતમાં ઉંઘણસીઓની સંખ્યા બહુ મોટી છે. અને તેઓ માટે પૂરતી જગ્યા જગત આપી શકે તેમ નથી માટે તમો જાગ્રત થાઓ અને તમારી જે ઉંચસ્થિતિ તમને હાંક મારી બોલાવી રહી છે, તે પ્રાપ્ત કરવા માટે યોગ્ય બનો એ પ્રમાણે પુરતી તૈયારી કરવા પછી તમે તે સ્થિતિ પ્રાપ્ત કરી શકશોજ એવી અચળ શ્રધ્ધા સાથે બહાર પડો પરંતુ તેમ કરવા આગમચથી આટલું તો યાદજ રાખજો કે—:

(૧) ધીરજ પૂર્વક કામ કરજો.

(૨) તમારી ઇચ્છા શક્તિનો ઉપયોગ હમણાંથીજ કરવા માંડો.

(૩) તમારાં વ્યક્તિત્વ ઉપર પૂરેપુરો ભાર આપો અને, જગતમાં તમારૂં અમુક ધ્યેય છે અને ખાસ ઉદેશ છે, તથા તે પ્રાપ્ત કરવા માટે તમારે સતત પ્રયત્ન કરવો જોઇએ એ વાત તમે તમારાં મનને બરાબર સમજાવો.

(૪) "મારૂં ભવિષ્ય ઘણું ઉજળું છે" એ વાક્ય તમારાં માનસિક ચક્ષુ પાસે હંમેશાં ધરી રાખો આ સુત્રની સત્યતા

તો ઘણાં લોકો સ્વીકારે છે. પરંતુ તમો તો તે વાત ખરાબર સમજી લ્યો એવી મારી અંતરની આગ્રાહ પુર્વક વિનંતી છે.

## પ્રકરણ તેરમું.

### જેવું મન તેવું માણસ.



Happiness is the natural and the normal; it is one of the concomitants of righteousness ight cous ness in its and lysis is living right relations with the laws of our own being. If we are making even lousness descent effort to know and to observe these laws happiness in the main will be our portion.

James Allen.

એક કોઇક માણસે, સામાં માણસને નીચલા સવાલ પુછ્યા—

(૧) આપણો ખરો શત્રુ કોણ છે ?
(૨) આપણો સાચ્ચો મિત્ર કોણ હોઇ શકે ?
(૩) મીઠામાં મીઠી ચીજ તમો કોણને કહોછો ?
(૪) કડવામાં કડવું શું હોઇ શકે ?
(૫) સૌથી વાહલી ચીજ જગતમાં કંઇ ?
(૬) ગ્યાસના પરિમાણો શી હોઇ શકે ?
(૭) અવનિમાં ખાલી શુ છે; અને ભરેલું શુ છે ?
(૮) જગતમાં અમ્મર શું છે ?
(૯) દુનીઆમાં સસ્તી વસ્તુ કંઇ છે વારૂ ?
(૧૦) ભલુ અને ભલાઇ કરવી એને આપ શું કહો છો ?

દુનીઆમાં આપણો ખરો શત્રુ કોણ છે? એનો જવાબ આપ વાંચકો શી રીતે આપશો? તમારી નિંદા કરનાર, તમને શીખાંમણ આપનાર, અને તમારૂ ભલું થએલું જોઇ બળનાર માણસ કંઇ તમારો શતરૂં નથી. ખરો શતરૂ તેજ છે કે જે તમારાં સુખ દુઃખમાં અગત્યનો ભાગ ભજવતો તમારો સારો-બુરો સ્વભાવ છે તમારોમાંજ તે પ્રવેશ થઇ એક દિવસે એ તમારોજ નાશ કરી નાંખશે. એક સાંપને અને એક બુરા સ્વભાવને ઉછેરવું એ સરખી ચીજ છે. તમારામાં જે બુરીખાસયતો છે એ પણ શું તમારા શતરૂ ન ગણાય? ખરાબ ટેવોએ આજે કોણને નથી ખુહાર કર્યા? વળી તમારૂ મન જો તમારી વિરૂદ્ધ વર્તન રાખે, તો એ પણ દુશમનજ ગણાય. તેમ ગુસ્સાનો દેવ, આંખોની અંતશ, ઝેરી ઝબાન, બુરી ચશ્મ, લોભ ને લાલચ, પાપી હઇડુ, કુકૃત્યો આ બધાજ મનુષ્યના કટા શત્રુ છે આપણા દિલમાં આ રીતનાં અસંખ્ય શત્રુઓ જડ ઘાલી પોતાનું સ્થાન કરી બેઠા છે; તેને કાઢી મેળવાનું છોડી દઈ મનુષ્યો બહાર પોતાની આસપાસ પોતાના શતરૂ-ઓને શોધે છે. જીવતાં શત્રુઓને પકડવા કરતાં તમારા શરીરમાં રહેલા ગુપ્ત દુશમનોને તમારે પકડવા જોઇએ. શી રીતે? તમારે શાંતીથી શરીર રૂપી ગુપ્ત ઓરડામાં પ્રવેશ થવું જોઇએ, અને પછીથી એ ચોરોની પુંઠ પકડી અકેક પછી એક આમ બધાંનો નાશ કરી દેવો જોઇએ. જરાએ ન ઉશકે રાઇ જતાં એક ચિંતેજ પાછળથી તેની મુડી છુંદેવી જોઇએ. મનુષ્યોના આ બળવાન શતરૂઓ શરીરમાં વાસો કરી રહયાં છે, છતાં મનુષ્યો તેને પીછાંનતાં નથી એ શું નવાઇ નહિ ગણાય? તમો તમારા શરીરમાંથી ગરૂરી રૂપી બળવાન દુશ-મન કાઢી નાંખો; અને નહિતર એ જીવલેણ શતરૂનાજ તમે આખેર ભોગ થશો. ત્યારેજ તમો દુનીઆને સારી રીતે

પીછાણી શકશો અને જોઇ શકશો કે સંસારમાં સાર વસ્તુ કંઇજ નથી.

"નિરખ્યું જગમેં કરી લક્ષ, ભાખ્યુ વિક્રાળ કરે એ ભક્ષ,
દેખાવે એ રૂપે અનુપમ, પણ સેવનમાં છે અગ્ની સમ.
જુઠા છે પ્યાર સહોદરના, ખારાં જેમ નિર સાગરના;
જુઠી માયા, ખોટી કાયા, ખેલ ખલક જેમ વાંદળી છાયા.
કામ, ક્રોધ, લોભ ભષ્મ કરૂં, એ ભસ્મની અંગે વિભુત ધરૂં,
અલખનો ભેખ લગાવીને, શ્રેય નિજ શોધતો હું ફરૂં."

આપણો બીજો પ્રશ્ન આ છે કે, દુનીઆમાં સાચ્ચો મિત્ર કોણ? આજે મિત્રો થનાર ઘણાંએ મળે છે. જરા સાથે ફર્યા હર્યા, કલબમાં મદિરાનો ઉપયોગ કરાવ્યો, ફરવા હરવા મુફત ટીકીટ કરાવી, ઘરમાં ભોજન સારૂં લઇ ગયા, જુગારમાં પૈસાબી આપ્યા, તો તે માણસ આપણો મિત્ર સાધારણ રીતે ગણાય છે. પણ આ મિત્રો શું તમારા સાચ્ચા મિત્રો છે? અંતકાળ અને મૃત્ય પછીની જીંદગીમાં પણ એ આવી શકે અને મદદ કરી શકે? કદિબી નહિજ. ત્યારે ખરા મિત્રો કોણે ગણવા જોઇએ? અરે! તમો તેને નથીજ પિછાણતાં? તમારા જેટલાં સારાં કામો, અને સારા ગુણો છે એ તમારા ખરા મિત્ર અને રાહબરજ ગણાય. આપણો સાચ્ચો મિત્ર તે આપનો પિતા તુલ્ય ઇશ્વર છે. આપણી દરેક આશાઓ, તરસો અને ઉમેદો પાર ઉતારનાર કેવળ આ એકજ સાચ્ચો મિત્ર છે; કે જે આ અને પેલી બન્ને અવનિમાં આપણને એક સરખી રીતે સહયાયરૂપ થઇ પડે છે. ભલે તમારા મિત્રો નહિ હોય તો ચિંતા નહિ. તમારી કીર્તી એજ તમારો સાચ્ચો મિત્ર છે; તમારી અકકલ અને સત્યતા એજ તમારા જીવે જહાંનના દોસ્તો સમજવા કે જેઓ બન્ને અવનિમાં કામ આવશે. ઘણીકવાર મિત્રો દગલબાજ નિકળે છે. પરંતુ આ

મિત્રો એવા છે કે તેની સંગત આ અવનિમાં નહિ તો આવતી કોઇ જીંદગીમાં જરૂરજ કામ લાગશે. અને એટલા મટે એ ભાઇ,

ઉજડ ધરમે બેઠકે, કીસકા લીજે નામ;
સાકુંથ કે સંગ બેઠકે, ક્યુ કરપાવે રામ?
સાકુંથ સાકુંથ કેહા કરો, ફીટ સાકુંથ કો નામ;
તેહીસે સુવર ભલો, ચોખો રાખે ગામ.
હરિજનકી કુતીઆ ભલી, બુરી સાકુંથકી માય;
વોહ બેઠી હરીગુન સુને, વા નિંદા કરત દીન જાય.
હરિજનકકા લતા ભલી, બુરી સાકુથકી બાત,
લાતો મેં સુખ ઉપજે, બાતે ઇજજત જાત.
સાકુંથ ભલે હી સમજયા, પર નિંદા કરંત;
પરકો પાર ઉતારકે, આપકી નર્ક પરંત.

આપણો ત્રીજો સવાલ આ છે કે મીઠામાં મીઠું શું છે? શું તમે તરેહવાર મીષ્ટાંણને મીઠું સમજો છો? ના એમ સમજવામાં તમારી ભુલ છે. મીઠી ચીજ તે કંઇજ નહી પણ બદજાત છે કે જેઓ પ્રથમ ખુશાલ કરી પાછળથી આપણી જીંદગીનો ઘાત આણે છે. મીઠ્ઠી ઝબાંનથી આજ કોણ નથી લોભાયું? દુનીઆમાં મીઠ્ઠી ઝબાંને જેટલું ઝેર પ્રવેશ કર્યું છે; તેટલું ભાગ્યેજ ઝેરે ફેલાવ્યું હોય? એક દરજીને મોચી સાથે ગાઢી મિત્રાચારી હતી. મોચી કરતાં દરજીની કમાંણી ખુબ હોઇ મોચી તેનો મિત્ર છતે મનમાં બલ્યા કરતો અને કોઇ રીતે તેના જીવનનો ઘાત લાવવા એ નિત્ય મંડયો રહેતો. પણ વળે શાંનું? એક દિવસે મોચીએ કહયું "અલ્યા! આ ગામમાં આપનો ધંધો કંઇ બરાબર ચાલતો નથી, માટે ચાલ પેલા પાસેના શહેરમાં જઇએ. ભોલો દરજી, મોચાની

ગત સમજયો નહિ, એટલે જવા તૈયાર થઇ ગયો. એક સવારે તેઓ નિકલ્યા. દરજીએ બેચાર દહાડા જેગું ભાતું લઇ લીધું હતું. જયારે મોચાએ એક અઠવાડીઉ ચાલે એટલો ખોરાક બાંધી લીધો હતો. હવે શહેરમાં જવાના બે માર્ગ હતા એક લાંબો બીજો ટુંકો. મોચીએ કહ્યું 'ભાઇ, આ લાંબે રસ્તેથી જઇએ તો કાંઇ અડચણ છે?" દરજીએ કહયું "ના ભાઇ અડચણ જેવું કશુંએ નથી પરંતુ મારૂં ભાતું થોડું છે તેથી મને જરા વિચાર થાય છે." મોચીએ કહયું "એ તું બોલે છે શું? તારો ખોરાક ખુંટી જશે તો હું કાંઇ મરી ગયો છુ શું? તેં મારા પર ઘણાં ઉપકાર કીધા છે, તો શું મને તારા જોગું મળશે નહિ એમ?" આથી દરજી પોતાના મનમાંજ એ ભલા મિત્ર માટે વખાંણ ગાવા લાગ્યો, પરંતુ શહેરમાં જવાને દિવસ બાકી હતા, તેમ દરજીનું ભાતું પુરૂ થઇ ગયું. હવે કરવું કેમ? તેણે અર્ધો દિવસ તો જેમ તેમ કાઢયો પરંતુ પછી તેનાથી ભુખુ ન રહેવાવાથી મોચી પાસે થોડુંક ખુકબચાક ખાવાનું માંગ્યું. મોચી, દરજીનો મિત્ર હતો, છતાં તેનું સારૂ જોવા રાજી ન હોતો. આથી તેણે વિચાર્યું કે દરજી પર વેર લેવાની આ સારી ટક છે. અને તેથી તેણે કહયું "અચ્છા, તને હું રોટી તો આપુ. પરંતુ તારી એક આંખ મ્હને ફોડવા દેય તોજ!" દરજી આ સાંભળી મનમાં ઘણો ખેદ પામ્યો. કાંકે મોચી પ્રતિ તેણે જે ભલાઇ વાપડી હતી તેનો આવો ભૂંડો બદલો 'મળશે એમ તેણે ધાર્યું ન હોતું. તેણે, મોચીના ઘણાં કાલાવાલા કીધા. પણ એ માને શાંનો? આથી દરજીએ પેટને સાંરૂ એક રોટી લઇ પોતાની એક કીંમતી આંખ ગુમાવી. હવે બીજે દિવસે પણ એજ રીતે દરજી ભુખ્યો થવાથી અરધીજ રોટી' માટે મોચીના કાલાવાલા કીધા. મોચીએ કહયું "ભાઇ, મારા કાલાવાલા કરવાની જરૂર નથી. હું તને રોટી

આપવા ના કહેતો નથી અને કહ્યું પણ નથી. મગર સરત એટલીજ કે તારી બીજી આંખણી ફોડાવી નાંખે તો તને એક રોટી મળશે" આ સનાનના સમાચાર સમજી દરજી તો ગડ-વાજ પડી ગયો. પોતે વિશેષ કમાંણી સારૂ જતો હતો; અને કમાંણી થાય તેટલાં તો તે અંધ બની જતો હતો એ વીચારે તેનું કાળજુ ચિરાઇ જતું હતું. હવે કરવું કેમ ? અંતે વિચાર કરીને તેણે લાચારી સાથે બીજી પણ આંખ ફોડાવી એક રોટી ખાધી. બંન્ને આંખ્યોએ દરજી અપંગ બન્યો. અને હવે મોચીએ માન્યું કે, તે એકલોજ કમાઇ શકશે. આવા હેતુથી દરજીને મેલી તે ચાલ્યો ગયો અને કોઇએક શ્રીમંતને ત્યાં જોડા સીવવા મોટા પગારે રહી પણ ગયો. ગરીબ બિચારો દરંજી ! તેનાં આ શી હાલ થઇ ગયા, એ વિચાર ઉપર બળાપો કરતો હતો તેટલાં કોઇએક સંન્યાસી જેવો ત્યાં ચઢી આવ્યો. દર-જીને અંધ જોઇ સંન્યાસીએ પુછ્યું "બેટા, તેં તારી આંખોનું નુર કેવી રીતે ગુમાવ્યુ" દરજી લગભગ રોઇ પડી બોલ્યો "મારા અંધાપાનું કારણ સંતાપજનક છે" આમ કહી પોતાની તમામ વાતે તેને વાકેફ કીધો. સંન્યાસી કોઇ ઇશ્વરનો સાચ્ચો ભક્ત હતો. તેણે માયાથી દરજીને કહ્યું "બેટા; તું ગાભરૂ નહોતો બનીશ. હું અત્યારેજ તને દેખતો કરૂં છું" આમ કહી સન્યાસીએ કાંઇ પાણી જેવું તેની આંખ પર મંત્રભણી છાંટ્યુ અને દરજી જોતો થઇ ગયો. અને પેલા કાઇ સંન્યાસીનો આભાર માનવા જાય તેટલાં તો કોણ જાણે તે ક્યાંય ગુમ પણ થઈ ગયો. દરજીને બે દહાડાનો ઉપવાસ હતો એટલે ઝડપથી શહેરમાં ગયો. બન્યું એમ કે, જ્યાં મોચો રહ્યો હતો ત્યાંજ દરજી પણ રહ્યો. ટુંકજ સમયમાં તે મોચી કરતાં આગળ વધી ગયો અને બધાંનો માનીતો થઇ પડયો. એટલે મોચાને લાગી પાડી અદેખાઇ. તેણે એક રીવોલ્વર લીધી અને દરજીને જીવથી

મારવા વિચાર કીધો. એક રાત્રે તે રીવોલ્વર ભરી દરજીના ઘરમાં જતો હતો, તેટલાં અચાનક રીવૉલ્વર ફુટી જઇ, પોતેજ તેનો ભોગ થઇ ગયો.

એટલા માટે ઓ ભાઇબંધો ! આ દુનીઆંના મિઠાસ પર તમે જરાએ લોભાશો નહિ. પ્રથમ તો તમને મિઠાસ કડવું ન લાગશે, પરંતુ; જયારે એજ મીઠાસનો તમને અનુભવ થશે ત્યારે તેની અરાસે પણ જવા તમો માંગશો નહિ. અને એટલા માટે જેઓની સંગતથી તમો અમીરી ખાસીયતના થાઓ, જે તમારાંમાં માલમ પડતી એબને માટે તમોને શરમાવીને તે બદીથી તમને છોડવે, જે જયારે નીતીની જમીન ઉપર તમારા પગો મુકતાં તે પગો ઠરતા નથી, ત્યારે તમારો નીતીનો પાયો મજબુત બનાવી તમો તે ઉપર ઓસ્તવાર રીતે ઉભા રહો એવા તમુને ઠરેલ બનાવે, જે તમોને નીરૂપી વાતાવર્ણનો વધારે સ્વચ્છ દમ લેવાને ઉંચકી ધરે છે. વળી તમો નીતી તરફ વધારે માનથી જોતા શીખો એવી બુલંદ ખાસ્યતવાળા તમોને બનાવી દે, અને જે કરજનું કરજ અદા કરવામાં કેવો બુલંદ મરતબો છે તે બાબે તમારી આંખો ખોલે; આવાજ એક માણસની દોસ્તી તમારે કરવી જોઇએ. એક સાચા મિત્રનું ખરૂ સ્વરૂપ બતાવતાં કવિ ટેંનીશન લખે છે કે:-

On thee the loyal hearted hang;
The proud were half disarmed of pride,
Nor cared the serpent at thy side;
To flicker with his double tongue.
The stern were milb when thou wert by.
The flippant put himself to school;
And heard thee, and the brazen fool.
Was softend and he knew not why.

જ્યારે પ્રભુના ક્રોધનો કે આગલાં કર્મનો કોઇ ભોગ થઇ પડે છે, ત્યારે પૃથ્વીનાં સર્વ લોકો પોતાના પગ તેના માથાં ઉપર મુકવા મંડી જાય છે. પરંતુ જ્યારે તેનું પ્રારબ્ધ તેના હાઠ પકડે છે અને નસીબે જોખી તેની યારી કરવા માંડી કે તુરત તેજ લોકો તેની સ્તુતિ કરવાને તેની હજુરમાં ખીદમતગાર હોય તેમ હાથ જોડીને ઉભાં રહે છે. માટે ગરીબ માણસે પોતાના મનને મગ્ન અને દિલને અમન ચમન કરતુ રાખવું જોઇએ; અને તેમ કરવાના કારણો છે. તે સુકકો ટુકડો ખાય છે. પણ તે સલાહ સંપજ અને શાંત પણે, કાંકે તેનાં ખાણાં ઉપર કોઇ ખુશામતી ખોળીઆં અથવા ટુકડાખોર તપલીઆં મ્હોં પર મીઠુ અને પીઠ પર કડવું ;પીરસવાને બીલકુલ હોતાં નથી. જે રોટીનું એક શ્રીમંત કે ખુશામત્યો નીયામત ગણે છે તે શું તેને થોડી મીઠી લાગે છે ? જે પાણી તે પીએ છે તે શું નિર્ધનની તરસ મીટાડવાને થોડી લહેઝત આપે છે.? ના ના–તેમ કોણ કહે છે ? ખુશામત્યા મોજીલાઓ કરતાં પેલા ગરીબ બાપડાને ઠંડા પાણીનો સાદો ગોટ વધારે મધુર અને અમૃત સરીખો લાગે છે. અને ત્યાંજ કદાચ સ્વર્ગનું વિમાન તેઓ માટે ઉભેલું કાં નહિ હોય? અને એટલા માટે અમીરી અને પુરાણી ઓલાદથી જન્મવા કરતાં નેક અને પરહેજગાર માબાપને પેટે જન્મ લેવો એ વધારે પસંદ કરવા જોગ છે. "A man's a man for a' that—"ગમે તે હો, છતાં પણ તે આદમી તો ખરોજ ને!

અચ્છાભી આદમીહી કહતા અગે નઝીરઃ
ઔર સબમેં જો ખુશ હય, સો હય વોહભી આદમી.

હવે ચોથો પશ્ન કડવામાં કડવું શું છે તે ઉપર વિવેચન કર્યે. કડવું એટલે શું ? તમે કદાચ કોઇ એસીડને ઝેર માનતા હશો. પરંતુ ખરૂં વિષ–ઝેર શું છે તે તમો જાણો

છો? સૌથી પહેલ્લાં તો માંદગી વેળા ઔષધ પીવાનું આપણને કડવું લાગે છે. મહા મહેનતે એક ડોઝ આપણે પીએ છીએ. તે શાંને માટે? એટલા સારૂં કે આપણે જલદી સાંજા થઇએ તો ઠીક વળી બીજુ કડવું સારાં કામ માટેનું છે. હમણા કાંઇ ચોરવું હશે તો ચપળ મન ઝટ તૈયાર થશે, પણ એ બદલ તે ચોરેલી ચીજ તેના મુળ ધણીને આપવા કહોની (!) તો મન બે પરવા થઇ બેસશે. હમેશાં સારા કામ કરવા માટે આપણને આળસાઈ લાગે છે. એમજ કહોની કે ઔષધ કરતાંએ ભારે ઝેર લાગે છે. તેમ વળી કોઇએ નસીયતના બે શબ્દો કહ્યા તો બસ થઇ ચુક્યું. જાણે તે શત્રુજ એનો થઇ ગયો. પણ હમેશાં સારાજ શબ્દો પાછલથી મધ જેવા લાગે છે એ તમારે ભુલવું નહોતું જોઇએ. જેઓ આપણને ચડાય છે તેઓજ શીખાંમણ આપે છે. દુનીઆમાં ખુશામતીઆ અને મોં પર વડાઇ મારનારા અસંખ્ય છે, પરંતુ શીખાંમણ આપઃ નારા ઘણાંજ થોડા છે. જગતમાં અસત્ય રીતે વર્તવાનું જેટલું સરળ છે, તેટલુંજ સરળ સત્ય માર્ગમાં નથી. કેમકે ઘણું કરીને સત્ય દુશ્મન ઉભા કરે છે. વળી સત્યમાં કડવાસ છે, અને તે ખરીદવું પણ મોંઘુ પડે છે. જ્યારે અસત્ય મિત્રો મેળવે છે. તે મીઠાસ આપી શકે છે, અને ખરીદવામાં સસ્તુએ છે. પરંતુ શું બ્રા ખરૂં છે? દેખાવમાં ખરૂં છે, નહિતર ખરી રીતે જોતાં સત્યમાં કડવાસ છે ખરો! પણ સત્ય કુદ્રતી. કાંઇ કડવું નથી કવિનાઇનમાં, કડવાસ છે. મગર તે કડવું તો નથીજ. કોણ કહે છે કે કવીનાઇન કડવું છે? જો કડવું હોય તો પૈસા ખર્ચી તે શા માટે તમો ખરીદો છો? કવીનાઇન તમને મીઠું લાગે છે તોજ તમે તેનાં કડવાસ ને ન લેખતાં ખરીદો છો. એજ રીતે સત્યમાં પણ કડવાસ સમાએલું છે; પરંતુ સત્ય જાતે કડવું તો નથીજ. અનેતેથીજ

લાભની દૃષ્ટિએ સત્યજ ઉત્તમ પગલું લેખવામાં આવે છે. કારણ કે "There is no religiyn more heige rthan tell the truth." सत्यानास्ति परोधर्म.

Shine on, O star! It is ordained
Vanquisbed thou shalt never be
But to the and of time shalt stand,
Aou even through etermity. !

યાને—

સત્યના તારલા વાહલા પ્રકાશી રહે ત્રિભુવને,
નહિ અદ્રશ્ય તું થાતો, કદાપિ કૃષ્ણ વાદળે !
ધવલ મહીમા તારો, શાંતીને સૌખ્યા દાયક,
અવિચળ સદા રહેજો, યાવચંદ્ર દિવા કરો.

પ્યારમાં પ્યાર આપણને કંઇ ચીજ છે ? એ આપણો પાંચમો પક્ષ ! તમો વાંચકોને શી ચીજ પ્યારી છે ? એનો જેવા જેના વિચાર ! પરંતુ વાહલી ચીજ શું છે તે આપણે સમજી શકતાં નથી. એક ચીજ આપણને સૌથી જોતાંને વાર ગમી જાય છે; પરંતુ પાછળથી તેજ વાહલી ચીજ પ્રતિ આંપણો અભાવ થાય છે. ત્યારે તેના પર તે કંઇ પ્યાર કરેલો ન હોતો ગણાય. દુનીઆમાં કાંઇ કરોડો ચીજો હસ્તિ ભોગવે છે. એમાંથી કંઇને ચાહવી એ આપણે સમજી શકતાં નથી કોઇક માતપિતાને તો કોઇક દોલતને ચાહે છે. પરંતુ વખતના વહેવા સાથે આ દરેક પ્રતિનો પ્યાર નરમ પડી જાય છે. પણ ત્યારે પ્યાર શું છે ? પ્યારી ચીજ તે આપણો પ્રાણ છે. બધી વસ્તુ ગુમ થઇ જાય તો પરવા નહિ; પરંતુ, પ્રાણ જો ગયો તો—બસ થઇ ચુક્યું. જીદંગી બસ ખતમ થઇ ગએલીજ સમજવી. કોઇપણ એવો આદમી ન હશે કે જેનો પોતાના જીવ ઉપર પ્યાર ન હોય?

ધર્મીષ્ટને પોતાનો ધર્મ અને પાપીઓને તેઓના કુકર્મોજ પ્યારાં હોય છે. તેમ વળી લોભીને પોતાનો માલ અને ધન પ્યારાં છે. અને સાધુ સંન્યાસીઓને એકાંતવાસ વાંહલાં છે. રાજાને તેનું રાજ, અને પતિવ્રતા સ્ત્રીઓને તેમની આબરૂ વાહલી હોય છે; જયારે ભકતને તેનું ભકિતભજન પ્યારૂં છે. આ રિતે જેવું મન તેવું વિચાર અને વિચાર તેવું માણસ બને છે. કબીરજી જુદાં જુદાં ગુણોનું વર્ણન કરતાં બરાબરજ લખે છે કે—

કામ, ક્રોધી, લાલચી—ઇનસે ભકિત ન હોય;
ભક્તિ કરે કોઇ સુરવા—જો જાત વરન કુલ ખોય.
પંડીત ઓર મસાલચી—દોનો સુંજે નાંહિ;
ઓરનકો કરે ચાંદના—આપ અધેરા માંહી.
નીપર્ક્ષકો ભકિત હય—નીર્મોહીકો જ્ઞાન;
નીદ્ધંન્દીકો મુકિત હય—નિર્લોભી નીર્બાન.

પ્યારના પરિણામો શા હોઇ શકે? એ આપણો છઠો પ્રશ્ન છે. કોઇપણ ચીજનો ગુણ અનુભવ્યા વગર એકદમ તેના ઉપર પ્યાર નહોતો કરી દેવો જોઇએ. પ્યાર સુખી પણ કરે છે અને દુઃખી પણ કરે છે. અપવાદ તરીકે એવી રીતના પ્યારના માઠાબનાવો પરણુતાં જુવાન ભાઇબંધોમાં બનતાં વારંવાર જોવામાં આવે છે. એક સ્ત્રી, એક પુરૂષને પોતાની જીંદગીમાં સઉથી પહેલ્લીજ મળે, અને પછી તે તેને ચાહય છે આમ વિચારી લગ્ન કરી દે છે. લગન પછીના બેચાર મહિના પછીજ તેઓનો સાચ્ચો પ્યાર બરફ મિસાલ ઠંડોગાર થઇ જાય છે અને તેઓ વચ્ચે જંગ જાગે છે. જેથી ઘણાંને છુટા છેડાનો આશરો શોધવો પડયો છે. એક બીજાની પુરતી પસંદગી પાંમીને લગ્ન કરવા છતાં માતી બૈયર વચ્ચે કેમ ઝઘડા ચાલતા હશે એ વાત સમજવા જેવી છે. આપણા સંજો-

ગમાં આવતાં ઘણાંક ભાઈબંધોમાંના કોઇક પ્રતિ ધિક્કાર તો કોઇક પ્રતિ પ્યાર ઉભરી આવે છે જેનું કારણ આ છે કે, આગલા કોઈ જન્મમાં તેવાં મનુષ્યો આપણા સ્નેહી, મિત્ર કે શત્રુ હતાં. હવે એક જન્મમાં આવી ગએલો એક સ્નેહી પુરૂષ અને એક સ્નેહી સ્ત્રી એક બીજાના સમાગમમાં જો આવે તો અંદરનો Spirit તુરત તેમને ઓળખે છે, અને તેથી તે અંજાણી વ્યક્તિ ઉપર એકદમ પ્યાર ઉભાઇ આવે છે. એજ રીતે આગલા જન્મોના શતરૂઓ પણ આ જન્મે મળતા એક બીજાં સામે ગુરકાગુરકી કરે છે. અને તેઓ એક બીજા તરફ તિરસ્કાર બતાવે છે. પ્યારની બાબદમાં સ્ત્રી પુરૂષ ભેગાં મળતાં પ્રથમ બારીમાં તેઓ બન્ને એમજ સમજે છે કે તેઓ એક બીજાને જીગરથી-નહિ છુટી શકે એવા પ્રેમથી ચાહય છે. આ પહેલ્લી નજરના પ્યારથી તેઓ પછી એકત્ર થાય છે. પરંતુ પછીથી આ પ્રેમ એકાએક ઠંડો થઇ જતાં જોઇ તેઓ બંન્ને અજાયબ થઇ જાય છે. એટલા માટે પહેલ્લી નજરના પ્યારને 'પવિત્ર પ્યાર' સમજવા ભુલ નહિ કરશો. એક અપવાદ તમને કહુ. થોડા વખતની વાત ઉપર એક ફ્રેંચ છોકરીએ પોતાના આશકનું રીવોલ્વરથી ખુન કીધું અને પછી પોતેબી રીવોલ્વર મારી મરી ગઇ, કાંકે, તે છોકરી એક છોકરાને ચાહતી હતી, મગર છોકરો તેણીને ચાહુવા બદલ કોઇ બીજીને ચાહતો હતો. પરંતુ એ છોકરી જો કોઇ કાયદાની બાબત જાણતે તો પછી તે તેને એક ભાઇના પ્યારથી ચાહી શકવતી રહી શકતે. પ્યારમાં નિષ્ફળ જવાથી આપઘાત કરવાના હજારો દાખલાઓ સંખ્યાબંધ વર્તમાનપત્રોમાં આવે છે. ત્યારે તમોજ કહો કે પ્યાર સુખી કરે છે ખરો કે? પ્યારથી આદમી પાપી બી બને છે અને સારી પણ બને છે. પ્યારથી 'માણસો ઘણીવાર હેવાન બને છે, અને તેમાંજ પોતાનો પ્રિય જાન પણ

ઓછી દે છે. પ્યાર ઘણીવાર બેવફા થઇ જાય છે. પ્યારથીજ માણસ દુનીઆમાં ટકી શકે એવું નથી. ઘણીવેળા અતિશય પ્યારથી દિવાનાપણું પણ લાગે છે. હદમાં જો પ્યાર હોય તો તેનાં પરિણામ સારાં આવે છે. પ્યાર વગર દુનીઆ નથી. ખુદ ઇશ્વર પ્યાર રૂપ છે. God is Love and Love is God.

Perfect Love casteth out fear.
Perfect Love is Perfect patience.
Perfect Love is perfect Trust.
Perfect Love is perfect Power.
Perfect Love is perfect Wisdom
Perfect Love is perfect Peace,"

પ્રેમ એ આત્માને અને પરમાત્માને જોડનારી કડીછે. કેમકે પ્રેમ એ ઇશ્વરનું મધ્યબિંદુ છે. જગતમાં પ્રત્યેક એક બીજાના સ્નેહમાં વસવાનું છે; છતાંએ આપણે પ્રેમના મુળમાંજ કુહાડાના ઘા કર્યે તો કેવું ખેદજનક? પ્રેમ વિષે ખ્યાલ કરતાં સમજાય છે કે જો જગતમાંથી પ્રેમજ નાબુદ થઇ જાય, તો જરૂરજ જગત નાસ થાય; સમુદ્ર સુકાઇ જાય, ને તેથી જેટલું અહિત થાય તે કરતાં વધારે નુકશાન મનુષ્યમાંથી પ્રેમ ઓછો થાય તો છે. જગત પ્રેમને લીધે ટકી રહી છે. અને પ્રેમ વિના માણસ જીવી શકે નહિ. પરંતુ એ પ્રેમ શુદ્ધ હોવો જોઇએ. જુદી જુદી વ્યકિતઓ પ્રતિ મહોબત કેટલી હોવી જોઇએ. તેનું એક કોષ્ટક નીચે મુજબ મળી આવે છેઃ—

૧—બે દોસ્તો વચ્ચે ૨૦ ગણી મહોબત હોય છે.
૨—બે ભાગ્યાઓ વચ્ચે ૩૦ ગણી મહોબત હોય છે.
૩—બે પાડોશીઓ વચ્ચે ૪૦ ગણી " "

૪—ધણીધણીઆંની વચ્ચે ૫૦ ગણી " "
૫—બે નિશાળીઆઓ વચ્ચે ૬૦ ગણી " "
૬—ગુરૂ ચેલા વચ્ચે ૭૦ ગણી " "
૭—સસરા જમાઇની વચ્ચે ૮૦ ગણી " "
૮—બે ભાઇઓની વચ્ચે ૯૦ ગણી " "
૯—બાપ દિકરા વચ્ચે ૧૦૦ ગણી " "
૧૦—બે દેશોની વચ્ચે ૧૦૦૦ ગણી "
૧૧—પ્યારા જરથોસ્તી મઝહબ પ્રતિ ૧૦૦૦૦ ગણી મહોબત ગણવામાં આવી છે.

જગતમાં ખાલી શું અને ભરેલું શું ? એ પ્રશ્ન સાતમો છે. ઘણે ભાગે એના ઉતર એમ આપી શકાય કે જેની પાસે સુખનાં સાધનો છે તે ભરેલો છે, અને જેની પાસે કંઇજ નથી-સગાં સંબંધી પણ નથી તેઓ ખાલી છે. પણ ના-એમ નથી. જે મનુષ્ય અધર્મી છે, અસંતોષી છે, અને જેનામાં અહંકાર છે તે માણસ અવશ્ય ખાલી છે. જે માણસ ક્રોધી અને અદેખો છે તે ખાલી છે. બીજા નહિ. દુર્વાસા મુનીએ અંબરિષ રાજા ઉપર ગુસ્સે થઇ તેને મારી નાંખવા વટીક વિચાર કર્યો, પરંતુ પરિણામમાં અંતે દુર્વાસાનેજ ખમવું પડયું હતું. અંબરિષરાજા વિષ્ણુના મોટા ભક્ત હતા. તેવણ એકાદશીનું વ્રત કરતા હતા એટલામાં એક વખત દુર્વાસા મુનિ બારસને દહાડે સવારમાં તેને ત્યાં આવી ચઢયા, દુર્વાસા મુનિ નદિ ઉપર સ્નાન કરવા બેઠા. ઘણો વખત સ્નાંન સધ્યા કીધા એટલે બારસને દહાડે એકાદશીના (પારણા) ભોજન કરવાનો વખત પુરો થયો. તે વખત પુરો થતાં પહેલાં પારણું ન કરે તો એકાદશીનું વ્રત ભંગ થાય; તેટલા માટે અંબરિષ રાજાએ દુર્વાસા મુનીને જમાડવા પ્રથમ ભોજન નહિ કરતાં માત્ર તુલશીનું પાંદડું ખાધું અને આચમની ભરી પાણી પીધું. પણ

એટલામાં દુર્વાસા મુનિ સ્નાંન કરીને આવ્યા અને અંબરિષે તુળશી પત્રથી પણ તેનાં પહેલાં ભોજન કર્યું તેટલા માટે ક્રોધે ભરાયા અને અંબરિષ રાજાને બાળી નાખવા સારૂં અગ્ની પણ કરી દીધો. એમ છતાં અંબરિષ રાજા તો હાથ પગ જોડી છાનામાના ઉભા રહી ગયા. એટલામાં વિષ્ણુજીનું શુદર્શન ચક્ર આવ્યું અને તેણે એ અગ્નિને ભસ્મ કરી નાખ્યો. ચક્ર પાછું ફરતાં દુર્વાસાને લાગ્યું કેમે કરી એ નિકળે નહિ. અતે અંબરિષ રાજાએજ વિષ્ણુ અને મહાદેવના કાલાવાલા કરવાથી દુર્વાસા મુની બચી શકયા પાછળથી દુર્વાસાને બહુ પસ્તાવો લાગ્યો અને તેણે અંબરિષ રાજાની માફી ચાહી. ખરેખર! જયારે માણસ મગરૂરી કરવાનું યાને મોહટાઇ દેખાડવાનું મુકી દેય ત્યારેજ મનુષ્ય "ભરેલો" ગણાય છે. કબીરજી એક સ્થળે કહે છે કે અગર ઇશ્વર તને તાજને તખ્ત આપી રાજાબી કરે તોબી તું તારા દિલમાં જરાએ ગરૂરી કીંવા 'હુંપણું' કરતો ના. જો તું નમનતાઇ રાખશે તો ખુદા તને પોતાનો કરી લેશે. કાં કે જયાં પોતાનો વિચાર નથી, ત્યાં પ્રભુનું સ્થાન છે. અભીમાની ઘરમાં ઇશ્વર નથી. અન્ન પાણી સમાન દાન, દ્વાદશી સમાન તિથી, ગાયત્રી સમાન બીજો કોઇ મંત્ર, માતા સમાન બીજો દેવતા અને નમનતાઇ જેવું ધારદાર શસ્ત્ર બીજું છેજ નહિ. સ્હેજ નમનતાઇમાં વાંધો પડવાથી ટેક અને મગરૂરીને લીધે ટેલ્સ જેવા મહા પુરૂષ ઉપર દુઃખના ઝાડ પુછી પુછીને પડયાં હતાં. જેસ્સલર ગવર્નરે પુહી શહેરના બજારમાં એક લાકડી ઉપર ટોપી મુકી તેને નીચાં વળીને સલામ કરવાનો લોકોને હુકમ કર્યો હતો. જેઓ તે ટોપી આગળ નીચાં પડયાં તેઓ તો વિઘ્નમાંથી છુટયા, પણ ટેલ્સ તો ખુદાની ખુંદાવંદીને પણ તુચ્છકારીને જરા નીચો પડવામાં પણ મોહતાઇ

ખોઇ દેવાનાં અમસ્થા ખોટાં અભીમાનથી દુઃખોના બોજા ખમવા પામ્યો હતો.

મર જાવેગા મુરખા, ક્યું ન ભજે ભગવાન ?
જુઠી માયા જગતકી, મત કરના અભીમાન.
મત કરના અભીમાન, બેદ શાસ્ત્ર યું કહેવે,
તજ મમતા ભજ રામ, નામસેં અમ્મર રહેવે.
કહે દીન દરવેશ, ફેર અવસર કબ પાવે ?
ભજયા નહિ ભગવાન, અરે મુર્ખ મર જાવે.

દુનીઆમાં અમ્મર કોણ છે એ આપણો નવમો સવાલ છે. અમર્ગ મરે નહિ એવી ચીજ ખોલવા જતાં ઘણી નિકળશે. સૌથી પહેલા અમંગ હસ્તી તે પ્રભુની છે. હજારો બલકે લાખો વર્ષોનો તે છે, અને હજી પછી પણ રહેશેજ. તેજ રીતે આપણા ભલાં કામ પણ અમર્ગ રહે છે. આપણા મૃત્યુ પછી આપણું બદન અને હસ્તિ નાશ પામશે પણ જે રીતે એક પુષ્પની કળી પોતે કરમાવા અગાઉ પોતાનો સુગંધ આપણને આપી જાય છે, તેજ રીતે આપણાથી એવાં કામો હોવાં જોઇએ કે જેથી મૃત્યુ પછી આપણું નામ દુનીઆના લોક વહાલથી યાદ કરે.

જૈસી કરણી આપકી, તૈસા હી ફળ લે;
કુડે કરમ કમાય કે, સાંઇયા દોષ ન દે.
રામ જરૂખે બેઠકે, સબકા મુજરા લેત,
જીનકી જેસી ચાકરી, તીનકો તૈસા દેત;
સાહેબ કે દરબારમેં સાચો કો સીરપાવ,
જુઠા તમાચા ખાયગા, કયા રંક કયા રાવ.

દસમો સવાલ આ છે કે, જગતમાં સસ્તુ શું છે ? સસ્તુ શું છે તે તમો જાણો છો ? તો સમજો—પાપ મીઠ્ઠું ખરૂ, પણ ઘણું સસ્તું મળે છે. શિકારીઓ એક મંછીને પકડવા

મમરા કે જાગ નાખી પાંથરે છે મચ્છી તે જાળ જોતું નથી અને ચોખા ખાવાને સારૂ હમેશની જાળમાં ઝટ પકડાઇ જાય છે. એજ રીતે પાપીઓનોબી ફેજ સમજવો. લાલચ, સાકરના પડ પર ચઢાવેલી ઝેરની ગોળી છે, જે મોંમાં મુકતાં મીઠી લાગે છે ખરી પણ ગળે ઉતરવા કેડે જીવનનો ઘાત આણે છે. લાલચ સુગંધી આપનારા ફુલોના બાગમાં છુપાએલા એક ઝેરી અઝદાહની માફક છે; જે માણસને સુગંધની લપેટમાં લઇ તેનાં જીવનનો ઘાત આણે છે. લાલચ એક બહોલા દર્યામાં છુપાયેલા ખડકની મિસાલ છે? જે તેની ઉપરની લિલોત્રીને લીધે ઘણો સુંદર દેખાય છે, અને સ્ટીમરમાં બેઠેલા મુસાફરોને તેના ભણી આવવા લલચાવે છે. મગર સ્ટીમરમાં બેઠેલાં મુસાફરો ત્યાં જઇ પુગતાંજ તેનાં ટુકડે ટુકડા ખડક સાથે અફડાવાથી થાય છે. દુનીઆમાં લાલચ માણસને અનેક રીતે લલચાવે છે. આપણને તે કોઇક વાર કંઇ મેળવવાની ઉમેદ આપીને કીંવા કંઇ ખોહવાની ધાસ્તી દેખાડીને લલચાવે છે જેઓ તેને તાબે થતાં નથી અને દૃઢ મને તેની સાંમે બાળાત્કારથી લડે છે તેઓ સુખી થાય છે,

હવે અગીઆરમો પ્રશ્ન પાને છેલ્લો સવાલ લઇએ. દુનીઆમાં ભલું શું છે? ભલું તેજ છે કે જેમાં સારા કામો, વિચારો અને વચનો સમાઇ જાય છે. કોઇક ભિક્ષુકને દન આપવું, ગુણવાનનું હેશાંન ગાવું, ધર્મનું ફર્માન પાળવું, ખુદરતની પીછાંણ આપણા આત્મા સાથ કરાવવી, દોસ્તો પર ફીદાગીરી રાખવી, શત્રુઓને માન આપવું, આ બધાં કામો ભલાઇના છે. એક ભલી મહેરદાર, ભલાં માબાપ, અને ભલાં સ્નેહી અવશ્ય ભલામાં ગણાય છે. કોઇની પણ વિરૂધ્ધ વર્તન કરશો નહિ તમો જેવું તમારા પોતા માટે ભલું ચાહો

તેજ રીતનું તમારા બીજાં માનવ બંધુનું ચાહો નિત્ય સાફ નજરથી સમાન્તર દરેકને જોવું, અને સંકટ સમયે સતોષ રાખવો એ કામ ભલાં નહિ તો બીજું શું ? હંમેશાં જાણતાં હોઇએ છતાં થોડુ બોલવું એ આપના લાભનું છે. ખુદાએ જે સ્થિતિમાં આપણને જન્મ આપ્યો છે, તે ઉપરજ સંતોષ માની તમો પર પડતા સુખ દુઃખ સહેવી લેતાં શીખવું જોઇએ તોજ તમો પોતે અને તમારાં કામ ભલામાં દુનીઆની દ્રષ્ટિએ આપો આપ જણાશે તો પછી તમો માનશો કે દુઃખથી તમા-મારાંકોવત ને શુદ્ધતા આવે છે. ઇશ્વરનીજ તરફદારી કરવાથી તેનાંજ ફર્માનને માન આપવાથી આપણે સુખી થઇ શકીએ છીએ અને જ્યારે આપણે મૃત્યની અવનિમાં જઇશું, ત્યારે મોટાં તખ્ત પર ઇશ્વર બેસી ફેરેસ્તાઓની દરબારમાંજ તે આપ-ણને એવું કહી પોતાનો હાથ આપશે કે "ઓ મારા ભલા અને વફાદાર સેવક ! દુનીઆંની બદીની ખાહી વિતાવી તું ભલે અમારે આંગણે પધાર્યો ! માટે હવે ચાલ, અને તું અહિંજ ખુશીથી આરામ લે'

"Greatly begin ! thou, thou have time;
But for a line, be that sublime—
Not failure, but low aim is crime

---

## પ્રકરણ ચૌદમું.

અમ્મર સુખ—યકીન અને આશા.

And look-a thousand Blossoms with the
day,

Woke-and thousand scaltered in to clay;
And this first summer month that brings the Rose;
Shall take Jamshed afid Kaikobad away
John Logan.

દુઃખનું ઔષધ શું ? ફક્ત યકીન અને આશા છે. યકીન અને આશાને નિકટનો સંબંધ છે. યકિનમાંથી આશા ફુટે છે, અને જીંદગીમાં આશા એ જીંદગી પોતે છે. કિંવા જીંદગી એજ આશા છે.—તે જીંદગીનું લંગર છે—ના એટલુંજ નહિ પણ સાહાસીક કામો ઉઠાવી લેવા માટે તેમજ દેશહિતકારિક કાર્યો કરવા સારૂં જે હિંમત (energy) ની જરૂર છે તેનું મુળ સ્થાંન અને ઝરો કેવળ યકીન જ છે. યકીન વિના આશા પ્રાપ્ત થઇજ કેમ શકે? આશા વિના દુઃખદર્દો મટે કેમ? અને હિંમત શી રીતે આવી શકે? આજે આપણે ઘણીવાર જોઇએ છીએ કે કોઇક મનુષ્ય કાંઇ સાહસીક કામ આરંભે છે, તો શરૂઆતમાં ઠીક ઉમંગ બતાવે છે, પણ પાછળથી ઠંડાગાર થઇ જાય છે. તો શું એ માટે આપણને યકીન, આશા અને હિંમતની જરૂર નથી? ઘણીક વેળા વળી આંમ પણ બનવા પામ્યું છે કે ઉલટ હોય છતાંએ કાર્ય પાર પડી શકતું નથી. અને તેથી આપણને નિરાશીનો ઝટકો ઝબુન રીતે લાગે છે. આવા પ્રસંગે આશા ઉપરાંત હિમંત જો હોય તો તે નિષ્ફળતાથી ડરી જતો નથી પરંતુ નવિન લોહી, નવિન સાહસ અને નવિન આશાને તે જન્મ આપ્યોજ જાય છે. હાથ પગ જોડી બેસી રહેવા કરતાં આશામાં જીદંગી વહેતી રહે એ અધિક સારું છે. મહાન

મનુષ્યો આમજ શ્રેષ્ઠ પંકતિએ ચઢ્યા છે. જો તેમનામાં આશા જેવું કાંઇ ન જ હોત તો આજે જે જે મહાભારત શોધો આ અવનિમાં થાય છે તે કદિઓ થાતજ નહિ. જેમનામાં યકીન નથી, તેના વિચારો નિત્ય ખરાબ રહે છે. અને તેવા કુ-વિચારોમાંથી વખતના વહેવા સાથે લુલડાઇ, એકલ પેટાપણું કુરતા અદિ અનેક શાખાઓ નિકળી કુકૃત્યો કરાવે છે. આજે દુનીઆમાં કુસંપ, લડાઇ ને કાપાકાપી જે ચાલુ થયા કરે છે. એ મોટે ભાગે અવિશ્વાસનેજ આભારી છે. જાણીતો લખનાર વૉલ્ટરનાં અસરકારક પણ નાસ્તિક માર્ગ પર દોરવનારાં લખાંણ પછી લોકો બેધડક નાસ્તિક વિચારના થઇ જવાથી આખાં ફ્રાન્સમાં લોહીની ધારા વહી ખુન રેજી ચાલી રહી હતી. આખો યુરોપ તે વેળા ફ્રાન્સના હેવાન્યતથી ધ્રુજતો અને કાંપતો હતો એજ પ્રમાણે વળી વાહલાં માદર વતન ઇરાંનમાં પણ સ્મર્દિસ અને ગોમેતીસ નામક બે શખ્શોએ જુદા જુદા વખત દરમ્યાંન ઘણી ખાનાં ખરાબીઓ કરી હતી; જે દાબી દેવાને દારાં-એ-દારાં અને નૌશીરવાન અદિલે મોટો ભોગ આપ્યો હતો. આજેબી આપણે જોઇશું તો એવાજ રંગઢંગ પૃથ્વીના દરેક ભાગોમાં જણાશે જરાએ ટંટો થયો તો બસ સામાંનો વિશ્વાસ ઉડી જાય છે. પરંતુ તેજ વેળા "આશા"ની આશા રાખવામાં આવે તો બધાંને લાભ થાય. આશાઓ તો બધાંએ કરે છે; પણ તે કરવામાં મનુષ્યો મોટી ભુલ કરે છે. ખોટી આશાઓ કરી કલ્પનાથીજ બાંધેલો હવાઇ કિલ્લો દુઃખના પવન સાથ અફડાઇ પડે છે; જયારે જનસેવા અને કલ્યાંણકારિક આશાઓથી ચણેલી ઇમારત હજારો જન્મો સુધી જેવી ને તેવી ખડી રહે છે. આશા આપણી જીંદગી ટેકવે છે. તે બળવાન છે અને તેની શકિત ઉમદા છે. "આશા"ના આંશન ઉપર આરામ

લેનાર મનુષ્ય પોતાનાં દુઃખનો દર્યાવ સહેલથી તરીને શાંતીના કિનારે આવી ઉતારે છે.

આશા જાણો અમ્મર છે, અખંડ ને અવિનાશ;
બિછાને મરતો માનવી, પણ રાખે જીવ્યાની આશ.

દુઃખની લાગણી પ્રદર્શીત કયારે થાય છે? ત્યારેજ કે જયારે આપણામાંથી વિશ્વાસ જતો રહે છે. આપણામાંથી અધિરાઇ જતી રહે છે, એટલે અવિશ્વાસી થઇ જઈએ છીએ. આપણે જે જન્મમાં મેલાયાં છીએ; જે કંઇ ભગવાને આપ્યું છે તે ઉપર સંતોષ નહિ મેળવતાં આખી જગતજ સ્વાધીનમાં લેવા જતાં દુઃખ ન આવે તો શું આવી શકે? તમને એક દ્રષ્ટાંત કહું તે સાંભળો: આગલા વખતમાં એક રાજા હતો. કરોડોની તેને આવક છતાં એ હંમેશ પોતાની સુખી રઇયતને જોઇ મનમાં બળીને ખાખ થતો—અદેખી બનતો. બીજાં રાજયની જરાએ ચઢતી થતાં સાંભળી એનું કાળજુ અગ્ની પેઠે તપી જતું અને નિત્ય હાય અફસોસ કરતો. રોજ એ બેચેન રહેતો. અને બીજા અમાર ઉમરાવો જયારે તેનું કારણ પુછતાં ત્યારે તે પોતાનું અંગત કારણ બેધડક જણાવી પણ દેતો. હવે કરવું કેમ? વજીરે રચી એક બાજી. તેણે સાધુ જેવાં વસ્ત્ર પહેર્યાં અને રાજાને લઇ બહારગામ નીકળી ગયો. રાજા આથી જુદાં જુદાં ગામના લોકોના સમાગામમાં આવ્યો. અને ગાંમડાંના લોકો કંગાળ અને નિર્ધન છતાં કેવાં સુખથી ફરતાં હતાં તેનો એને હવે અનુભવ મળતો ગયો. એક વેળા તેઓ એકાદ નાના ગામડાંમાં પ્રવેશ થયા. ત્યાંય ઝુંપડામાં રહેતો હતો એક ખેડુત. સાથે તેની સ્ત્રીને છોકરાંએ હતાં. પરંતુ એ બધાંએ અતિસારના દુઃખથી પીડાતાં હતાં. એમ છતાંએ રાજાની સારી બરદાસ્ત તેઓએ કરી. રાજાએ ક્ષણિક પળમાં જોઇ લીધું કે આ કુટું-

એમ કંગાળને દુઃખી છતે સુખથી ફરે છે તેનું કારણ સબુરી, સંતોષ અને ફરી ટોંચ પર પુગવાની તેમની આશા હોવી જોઇએ: રાજાએ ખેડુતને થોડાક સવાલ પુછ્યા. જેના ઉત્તરમાં તેણે કહયું "ભાઇશ્રી! અમે બધાં આ દુઃખથી આજે લાંબો વખત થયાં પીડાઇએ છીએ. મને સંતાન સાત છે, અને નોકરી વગર ગુજરાંન કરવું બહુ જાલેમ જેવું થઇ પડયું છે." આ સમજી રાજાએ બે ગીની તેને કાઢી આપી. પરંતુ ખેડુતે એવું કહી તે પાછી આપી કે "માફ કરોજી. તમારી આ ઉદાર બક્ષીશ હું માન સહીત ના પાડું છું. મને જે ઇશ્વરે આપ્યું છે; તેજ મને મોટો સંતોષ છે—એટલુંજ મને પુરતું છે." રાજાના એ સાંભળી જ્ઞાન ચક્ષુના દ્વાર ઉઘડયા. "અરે પણ મારી કને તો કરોડો રૂપીઆ છે. ને હું મારા બીજાબંધુ ઓની અદેખાઈ કરૂં છું; અને આ ભિક્ષુક ખેડુત નીર્ધન છતે સુખથી જીવન ગાળે છે? ના આમ કદી ન હોતું બનશે. બસ તેજ ઘડીએ રાજાને પુરતો પશ્ચાતાપ ને અનુભવ થઇ ગયો તેઓ બાદ દરબારમાં ગયા રાજાએ પ્રધાનની ચતુરાઇ માટે મોટી ભેટ આપી અને પછી પોતે પોતાની બાકીની જીંદગી પુરતાં સુખ સંતોષથી ગુજારવા લાગ્યો. માટે સમજો કે—

લોભ કરાવે ,પાપ કપટ પડાવે વેર,
લોભ કરે બદહાલ અંતે કરાવે હાર.

એક લખનારે મનુષ્યને સંતોષ વિષે ઉમદા ,બોધ આપ્યો છે. તે જણાવે છે કે" દુઃખના દર્યામાં ડોળા ખજ્રડી દિલગીરીના દસ્તમાં આપણને નાંખીને આપણા ખુશાલ કંગરોને, નાખુશ કરી નાંખે (!) એવા ગએલા દિવસો ઉપર બળાપાની નજરથી ઓ ભાઇબંધો, તમે જોશો મા. મોતના દુતને શરણ થઇ તમો સમક્ષથી સદાના વિદાય થએલાં કોળ કરતાંએ કુમળાં જવાનો અને રમકડાં જેવાં નાનાં બાળકોનો કવખતનો મમ

તમો હૃદયમાં જરાએ રાખશો નહિ. આફતોના મેઘથી પસાર થતાં દુઃખોના ઝાંપટાંઓને તાબેદારીથી નમતાં જે કડવા અનુભવો તમને મલ્યા હોય તે ઉપર વિચાર કરશો મા. નિર્જન અવસ્થામાં અલેત્યાં બાદ સુખ મેળવવાની આશા મનમાંજ રાખી ચાલ્યાં ગએલાં તમારા પ્રિય સ્નેહીઓની ગમખ્વાર યાદને જીગરમાંથી બહાર કાઢી ખિન્ન થશો નહિ. દુઃખોનું ઔષદ શાંતી અને સબુરી છે. એ ઔષદ ગળામાં ઉતર્યા વિના મનુષ્યોને કંઇ બીજો છુટકજ નથી. પસાર થઇ ગએલા વખતને જવા દયો, જયાં તે પડયો હોય ત્યાંજ તેને રહેવા દયો. એ બદલ પસાર થઇ ગએલા વખતની પુંઠ પકડી આવતો ભવિષ્યકાળ અને કાળની પાછળ છુપાઇ રહેલા ઇશ્વરના નિર્માણ કરેલા કાયદાઓનો અભ્યાસ કરી સંસાર રૂપી અદાલતમાં ઇન્સાફના ન્યાયાધીશ સમક્ષ દુઃખરૂપી દઇત્યોને ઉભા કરો. અને તમારા દુન્યાઇ માર્ગના રસ્તાઓને તેમની બીકથી મોકળા કરી પ્રકાશ પાંથરો, ઇશ્વરનો આ સદાનો ઉપદેશ છે કેઃ દુન્યાઈ સાગરમાં સંસાર રૂપી નાવમાં મુસાફરી કરતાં આફતોના ખડકમાં જન્મ પામતાં દુઃખ રૂપી મોજાંઓની સાંમે તકકર ઝીલવા માટે આપતા વખતને સંભાળથી નિહાળજો. સંસારી દુઃખમાં અને સુખમાં ખરૂં રહસ્ય શી છે એ શોધી કાઢી આવતા વખતની જીંદગી સંભાળજો. પરંતુ આ કેવળ જે સબુરી અખત્યાર કરશે તેનેજ પ્રાપ્ત થશે, "પરમાત્માનો પ્રેમ પાંમવા શ્રમ ખેહતાં 'નિષ્ફળ નિવડેલાં જીવડાંઓ તમે તમારી' નિષ્ફળતાને સંભારશો નહિંજ. કેવળ એકજ વેળા તેને બોધ તરીકે સ્વીકારી લઇ વધુ ખડતળ મહેનતના માર્ગમાં રખડજો. તો ખચ્ચીતજ, તમારી તે રખડપટ્ટી સુખના છેડામાં આવી અટકશે. આ ફાંની અવનિની લાલચોના મીઠા પણ પાછલથી

કડવા લાભો પ્રતિ તમારા જીવને પ્રેરશો નહિ, મગર સરળ માર્ગની આશા વિના દુઃખ એને હાંદેશાના મોજાંઓ અને ખડકો વચ્ચેથી તમારી જીંદગીના વહાણને હંકારી જશે. અને પછી—અહા! ત્યાંજ ખરૂં સુખ—ત્યાંજ તમારાં જીવનની જોટ બળતી છે તમારૂં તે સુખમાં પરમાત્માનો પ્રબળ હાથ છે. ઓ પરમ કૃપાળુ પ્રભુ પિતા! તારી માયાનો શિતળ છાંયડો તારાં આ બાળકને અક્ષ એ મહાજ્ઞાની પુન્યવંતા પિતા તે રોશન દિવસ અમો કયારે જોઇશું કે જે દિવસે જેમ એક બાળક તેની મધુરી માતાના પાસામાં ચંપાય તેમ હમોણી તુંજ પિતાની પ્રેમાળ ગોદમાં ચંપાઇએ! ત્યાંજ તે તારી ગોદમાં જો તું અમને હંમેશ માટે ચાંપી રાખે તો પછી તે મધુરી નિંદ્રામાંથી આ ફાની જગતની જંજાળો કદિએ હમને પાછી જાગૃત કરી શકવાની નથી."

ખુદા નામ પ્યારૂં, મને ખુદા નામ પ્યારૂં
એ મનહર નામ લેતાં, સકળ દુઃખ વિસારૂં,
દયા રૂપી મંદિરે, ધ્યાંન સદા તેનું ધારૂં;
સુખ-દુઃખ આવી પડે, કદિ નવ વિસારૂં
રજની વિતી થઇ પ્રભાત, રવિ કિરણ પ્રસારે;
પક્ષી ઉડતાં ગગને, ખુદા નામ પુકારે.
જાગ જીવ નિંદ્રા તજી, સમય શિદ ગુમાવે;
ગઇ ઘડી ફરી ન આવે, ખુદા સમર ભાવે.
રાંમ નામનો હિરો; જે જગતમાં પ્રકાશે;
જો ગુમાવ્યો હાથથી, હરદમ તું પસ્તાશે.
રામનામ પુકારી, જાઉં નિશદીન વારી,
નામજ તે ખરેજ રસીલું, ભજ તું પ્રેમે ભારી.

અવિશ્વાસ કેમ જન્મ લે છે? કારણ એટલુંજ છે કે આપણે કોઇ વાર સામાંના વિચાર પર દોરવાઇ જઇએ છીએ.

પણ શું ત્યારે આપણે આપણી મરજી પ્રમાણે કરી ન શકીએ? આપણે જે કાંઇ કર્યે છીએ તે આપણી મરજીનું છે કે યા કોઇ તેને તેમ કરવાની ફરજ પાડે છે? જો ઇશ્વર ન હોય, અંતકરણ ન હોય, ઇચ્છા જેવું ન હોય તો નિતિની જવાબદારી અને નિતીને લગતો ભંગ જેવું કશુંએ ન હોય. જો આપણે ચાહીએ તે કરી શકીએ અને આપણે કોઇ અણદીઠ હાથોમાં રમકડું નથી કે જેથી પોતાના ખ્યાલો પ્રમાણે આપણને ચલાવે. આપણી મરજી પોતે છુટાપણું ધરાવે છે અને તેનાં ઉપર જો કોઇનો હાથ હોય તો તે ફક્ત અંતકરણ છે. કોઇપણ ચીજમાં મન મકકમ રાખવું જોઇએ પ્રથમ જો મન સ્થિર હોય તો આસ્થા પોતાની મેળે આવશે. આપણામાંના ઘણાંને ઇશ્વર ઉંપર અસ્થા નથી. પર જાતિના દેવ દેહરાં ને પુજન કરવાનું ચેતક ઘણાંને હશે અને એટલા માટે જો આપણું યકીન ઇશ્વરમાં દ્દઢ હોય તો જરૂર આપણે તેના નિયમ મુજબ ચાલી શકીએ અને તેને આનંદમાં રાખવા તેની સેવા કરી શકીએ, આપણે સઘળાં કહીએ છીએ કે, ઇશ્વર છે. પરંતુ એ માન્યતા મુજબ આપણે ચાલીએ છે ખરાં કે? શું એ માટેનું આપણું યકીન નબળું અને ઠંડુ નથી? શું આપણે દહાડાઓ અને દહાડાઓ તુલીક તેનીજ હાજરી ભુલી જતાં નથી? આપણે શું કોઇક વેળા એવી પતરાજી ન હોતી કરી કે આ જીદંગીની તમામ સારી વસ્તુઓ તે પરમ કુપાળુ પરમેશ્વરની મહેરબાંની કરતાં આપણીજ મહેનતનું પરિણામ છે? આપણે શું આ જગત વિષે વિચીત્ર વિચારો ધરાવી તેની હસ્તીને ભુલી જઇ શકતાં નથી?

નાની યા મોટી ચીજોમાં આપણે યકીન રાખીએ છીએ. જે ચીજ આપણે જોઇ નથી તે ઉપર આપણે વિશ્વાસ

રાખીએ છીએ. અને તે ઉપર વર્તન રાખીએ છીએ. હવે બીજી બાજુ જે ચીજ આપણે જોઇ છે તેની હસ્તિ સ્વાકારી છે; તે ઉપર મનુષ્યનું યકીન નથી. ના એટલુંજ નહિ પણ તેમાં સત્ય શું છે તેની તપાસ કર્યા સિવાય તે માટે જુઠી વાણીઓ આપણે ઉચારે છીએ. અપવાદ તરીકે આપણે ઇગ્લાંડ દેશને માનીએ છીએ. નકશા ઉપર આપણે તેનો કૃતી જોઇ છે. તે દેશ માટે તમોએ વાચ્યુ છે અને સમજયું છે. અને તે દેશના વતનીઓ સાથ તમોએ વાતચીત પણ કરી છે. અને તેથી તમોએ ઇગ્લાંડ જોયુ' નથી છતાંય ખાત્રી થાય છે કે જગતમાં ઇગ્લાંડ જેવો દેશ છે. એજ રીતે કુદ્રતની દરેક સાચ્ચી વાતો તમો કાં નહિ સ્વિકારતાં; ? ભુત ભમારા અને કહેવાતા મહાત્માઓના પરિચયની લાંબી લાંબી વાતો કરનારા એકલા ઇશ્વરનેજ ભજે-તેનેજ રાજી રાખવાને પ્રયત્ન કરે તો શું તેથી તમને લાભ ન થશે ? જેટલા પ્રમાણમાં આપણે ઇશ્વરનો વિચાર કરીશું તેટલા પ્રમાણમાં આપણું યકીન પણ મજબુત અને તેના માટે સ્થિર થતું જશે. જો આપણે તેને આપણી નજરો આગળ જોવાનો ખ્યાલ કરશું તો ગોયા તેમ કરવાની પછી આપણને ટેવ પડી જશે. પરંતુ તેમ આપણે કરી નથી શકતાં. જે ચીજ સસ્તી છે તે તરફ લોકો વધુ આકર્ષાય છે. અને આથી આપણા ધર્મ તરફ નિષ્ફળતાની દૃષ્ટીથી જોતાં આવ્યાં છીએ, અને એટલા માટે કોઇબી ચીજ કબુલવા અગાઉ આપણું યકીન મજબુત રાખવું જરૂરી છે. એ માટે આપણે જોન લોગનના કીંમતી શબ્દો સાથ મળતાં થઇ ઇશ્વરને કહીશું કે—

Through each perplexing path of life,
Our wandering foot steps guide.
Give us each day our daily bread,

And raiment fit provide,
Oh ! spread thy covering wings around,
Till all our wanderings cease,
And all our Father's loved abode,
Our Souls arrive in peace.

યાને—એ ખુદા ! જીદંગીના પ્રત્યેક ગુંચવણ ભર્યા માર્ગમાં તું અમારાં રખડતાં પગલાંની રાહબરી કરજે. દરરોજનો ખોરાક અને કપડાં તું પુરાં પાડજે; જ્યાં તુલીક અમારો આત્મા શાંતીમાં તુંજ પ્રિય પિતાના ચરણે આવે અને અમારી આ જીદંગીની મુસાફરી ખતમ થાય ત્યાંસુધી તારાં રક્ષણનો હાથ અમારા ઉપર કાયમ રાખજે.

જાણીતો ચિતારો વોશીંગ્ટન ઓલ્સટોનના દુઃખની વાત કદાચ તમે સમજીબી હશે. એ બિચારાનો એક વખત એવો આવી લાગ્યો કે તેને અને તેની સ્ત્રી બચ્ચાંને રોટી પણ ખાવાની નહોતી મળી. તેની સઘળી આશા કચડાઇ ગઇ હતી, પરંતુ એકજ ચીજ તેનાં હ્રદયમાં હતી અને તે આકે, ઇશ્વર-પર તેને સંપૂર્ણ વિશ્વાસ હતો. એક સમયે એ ભૂખથી તવળતાં બાળક માટે ચિંતાતુર હતો તેટલામાં કોઇએક ગૃહસ્થ આવ્યો અને પુછ્યું કે " તમારી પાસે " The angel uriel" નું ચિત્ર છે કે ?" એકાદ ખુણે પડેલું તે ચિત્ર વાશીંગ્ટને તેને દેખાડ્યું." આ ચિત્ર તમે ૫૦૦૦ રૂપીએ મને આપોગ્ખશો કે ?" પેલાએપુછ્યું, વોશીંગ્ટને કહ્યું"મેં તો એની અડધી બી રકમ ધારી ન હોતી." તુરતજ તે આવનારે તે ચિત્ર ખરીદી લીધું. પાછળથી વોશીંગ્ટનને જણાયું કે પોતાનું ચિત્ર ખરીદી કરનાર કોઇજ નહિ પરંતુ માર્કવીસ ઑફ સ્ટેફર્ડ હતો. આ રીતે પ્રથમ જેઓ પોતાને મદદ કરે છે; તેઓને પછી ખુદા મદદ કરે છે. " God helps those who

help themselves." જેઓ ઇશ્વરને માનનારા છે, અને જેઓનો તેનાપર વિશ્વાસ છે, તે માણુસ સુખીજ છે.

આસ્થા વધારવા આપણે શું કરવું જોઇએ ? જી. કુપરના જણાવવા મુજબ દરરોજ કાંઇક શુભ કાર્ય કરવું જોઇએ. અપવાદ તરીકે હાસ્ય—એમાં કંઇ આપણને બહુ મહેનત પડવાની નથી. જીવનની એવી નજીવી બક્ષિસોથી પણ આપણુ આયુષ્ય મધુર બનશે. આપણે સુખી અને આનંદિ કહી શકીએ તેવાં અન્ય પણ દુઃખીને કંટાળેલા માણસો આ જગતમાં ઘણાં છે કે જેઓ દરરોજના એવા આનંદથી આખા વર્ષને અને જીંદગીને આનંદિને આશાવંતી બનાવી શકે છે.

દરરોજ કંઇક કરવુંજ જોઇએ. દાખલા તરીકે એક આશાવંત શબ્દ—આપણે તેનું સામર્થ્ય સમજી શકતાં નથી. પરંતુ તે મૃદુ પુષ્પના વિકાસની પેઠે ફળપ્રદ નિવડે છે. જ્યાં અસંતોષનો અંધકાર અને ઉદાસીના વાંદળાં વ્યાપી રહ્યાં હોય ત્યાં માત્ર એકાદ સારા સંતોષી શબ્દથી પણ કેટલું બધુ સુખ મળી શકે ? એક મનુષ્ય પ્રત્યેના એક માયાળુ શબ્દથી કદાચ તેનું આખુ વર્ષ અને જીંદગી પણ આનંદી બનશે.

દરરોજનું કાંઇક કાર્ય અપવાદ તરીકે માત્ર એકાદ નિઃસ્વાર્થી, ભલો ને સાચ્ચો વિચાર—એ પણ કોઇ એકના જીવનમાં સંતોષી શબ્દ થઇ પડશે. તેનાં હૃદયપરનો ભાર ઓછો કરશે, તેને સરળ રસ્તો સુઝશે અને આથી તેની જીંદગી સુખી બનશે, એને, બદલે તમે ઇશ્વરને કડવા વેણ ઉચ્ચારશો નહિ.

ખુદાના ખેલમાં ખાંમી તમ ન માનો,
ખરી ખાંમી તમે ખુદની પિછાંણો.

માણુસ, આં સંતોષી શી રીતે બને છે ? ફક્ત લાલચથીજ ! જે જીદંગીની ચાખવા આવનારા દુનીઆના બે દિનના મહેમાનોને સુખની લાલચ આંપી પોતાની હવેલીમાં તેડે છે. "અરે

અહીં જેવું સુખ પ્રાપ્ત થશે તેવું કોઇ તને ન મળશે, માટે અહીંજ થોભી જા" આમ કહી ભલાં મનુષ્યોને તે સમજાવે છે. ભોલાં મનુષ્યો ત્યાંજ પોતાનું સ્વર્ગ સમજે છે. પરંતુ એને તમો સ્વર્ગ માની ત્યાં તમારૂં સ્થાન બનાવશો નહિ. બહારથી સુખને મઝા આપનારી તમામ ચીજોમાં મુર્ખાઇને ઘેલાપણું છે; જેનો અનુભવ તમને પાછલથીજ મળશે. આરંભમાં તો તેઓ પોતાની પાંખડી સાથે વળગાડી આપણને ચોદિસ ફેરવે છે; અને પછી એક દિવસે ખરાબીના ખડક સાથ આપણને અફડાવી જાય છે. મનુષ્યને તે ચોબાજુથી ઘેરી લે છે; અને હવે તેમને પાતાળમાં ગરકાવ કરી નાંખવાની તઇયારી તેઓ કરે છે. અને તેજ સમયે પેલા ભાનભુલા માણુસને લોભી વસ્તુનો ખ્યાલ આવે છે. તુરતજ તે ઉઠે છે અને પોતાને નાશ કરનારી લોભી બાઇથી દુર ભાગવા માંડે છે. હવે મનુષ્યે કેમ માર્ગ લેવો? સબુર! ચીંતાની જરૂર નથી. જુઓ, હવે પેલી ભણી શાંત માર્ગ છે. દુઃખીઓનો ત્યાં વસવાટ છે. પરંતુ એમ છતાં તેઓ સંતોષીને ખુશાલ છે. હા બંધુઓ! દુનીઆમાં બે વિભાગ છે. એક બાજુ લોભ્યા અને બીજી બાજુ સંતોષ્યાં મનુષ્યો વસે છે. અને એટલા માટે તમારે લોભી જગા પરથી એવાં ધીમાં કદમે સંતોષી જગા ઉપર આવી જવું જોઇએ કે જેથી લોભ્યણુ બાઇ તમને મધુર વચન પર દોરવાવે નહિ. સંતોષી સ્થળ પ્રથમ અંધકાર જેવું તમને લાગશે, પરંતુ પછીથી જેમ જેમ તુમારી આશાઓ જન્મ લેતી જશે, તેમ તેમ તે અંધકાર દુર થતો જઇ પ્રકાશના કિરણો તમારા ઉપર પડશે. વિદ્વાન માજી વાઇસરોય લોર્ડ લીટને એક સ્થળે કહયું છે કે,—

"O youth! begin not thy career too soon, and let one passion succeed in its due course another, so that every season

of life may have its appropriate pleasure and charm"

તમો જેથી કાંઇ કાર્ય કરો તે શુભ આશાથી કરો. એક કામમાં નિરાશા મળી તો પછી તે કામ છોડી દેવું એમાં તમારી ભુલ છે. "Try again"ની કહેતીનુસાર એક કાર્ય હજાર વખત કરતાંએ શરમાવું ન હોતું જોઇએ.

આશાનું ક્ષેત્ર મોટું રાખનારને ઘણે ભાગે નિષ્ફળતા ઓછી મળે છે. એક પ્રિય વસ્તુ મેળવવા સતત મહેનત કર્યા પછી તે ન મળે એટલે તે માણસને બસ જીવવા ગમતુંજ નથી. અને દુનીઆં પર તિરસ્કાર ને શ્રાપ નાંખે છે. અને અંતે દુઃખીજ બને છે. પરંતુ આશાને ફરી કાર્યમાં મુકનારને એ વિચારથી નવિનજ અનુભવ મળે છે. કાંકે પછી તેની એક આશા પાર ન પડી તો બીજી, અને બીજી નહિં તો ત્રીજી! અને નહિંતો પાંચમી કે પંદરમી વેળાએ પાર પડે છેજ. અને તેથી તેને પછી સંતુષ્ઠ થાય છે. માટે આશાનું ક્ષેત્ર જેટલું મોટું હોય તેટલું સારૂં. આજનો જે વિચાર આશામાં છે તે આવતી કાલે કાર્યના રૂપમાં બનશે. તો નિરાશીમાં શાંતિનો સ્પર્શ તમો કાં નહિ કરતાં?

Trauquility is a certain equality of mind which no condition of fortune can lither exalt or depress nothing can make it less' for it is the state of haman perfection...Instead of those Flashly pleasures, (which even at the' best are both vain and hurtful to gether) we shall find ourselves possessed of our excellent Joy assured and a contiflual peace and repose of soul.

યાને—શાંતિ, એ મનની ચોક્કસ સરખાંપણાંની હાલત (સમ-સ્થીતિ) છે કે જેને નસીબની કોઇપણ હાલત જેમ ઉંચ તેમ નિંચ પંકિતએ લાવી શકિત નથી. કોઇપણ ચીજથી એમાં ઘટાડો થતો નથી; કારણ કે માણસાઇ સંપુર્ણતાની એ હાલત છે...ક્ષણિક પળમાં નાશ થઇ જતાં સુખો (કે જે ગમે એવાં સારા લેખાતાં પણ ઠાલી અને હાંનીકારક હોય છે તેઓ) ને બદલે આપણે ટકાઉ ઉત્તમ ખુશાલી અને હંમેશની શાંતિ અને જીવનનો આરામ કીંવા આશાએશ ધરાવતાં માલમ પડીશું

Faith એક એવો ઉત્તમ સદગુણ છે કે જે સુરત ચક્ષુઓને ચળકાટ આપે છે. કેમકે Faith એટલે શ્રધ્ધા આપણા શરીર માહે રહેલા spirit સાથે ઘાડો સંબંધ ધરાવે છે. અને એટલા માટે માનવની પહેલ્લી ફરજ ફીલસુફ હરબર્ટ સ્પેનસરના કહેવા મુજબ એવી હોવી જોઇએ કે "To know the unknowable." આજની વિદ્યા એવું માને છે કે આપણા શરીરને લગતી જીવનમુળ કીંવા જીવનશકિત એક બીજી શકિત ઉત્પન કરે એવી શકિતનું પરિણામ છે. આ જીવનમુળને "Protoplasm" કહેવામાં આવે છે. એટલે કે સ્થુળ દેહને લગતાં માંસ, હાડકાં, ચરબી, નસો, ભેજાં, આદિ વસ્તુ માટે આ શબ્દ વાપરવામાં આવે છે. મૃત્યુ પછી આ "Protoplasm"નો નાશ થાય છે. પરંતુ આપણે મૃત્ય અગાઉ આ બધી વસ્તુઓને જીવતી મારી નાંખવી જોઇએ. ભગવદ ગીતામાં જણાવે છે કે મનુષ્યે બાકી ચીજોપર જાણે તે આંધળો હોય એવી રીતે જોવું જોઇએ. જાણે તે સાંભળતા ન હોય એવી રીતે અવાજો સાંભળવા જોઇએ અને પોતાના શરીરને જાણે તે લાકડાંનો એક કકડો હોય એમ ગણવું

જોઇએ." મનના જુસ્સાથી આપણે આકંપાઇ જવું ન હોતું જોઇએ. જે મનુષ્ય સાંભળવાથી, જોવાથી લાગવાથી, કે સ્વાદ લેવાથી ખુશી તેમ દુઃખી થતો નથી તેજ માનવી પોતાની ઇંદ્રિઓ અને મનના જુસ્સા ઉપર ફાવી શકે છે. અને ત્યારેજ તે ઇન્શાંન મનુષ્ય પરથી મહાત્મા થઇ શકે છે. ત્યારેજ 'અવસ્તા' અને 'બાઇબલ' માં જણાવ્યા મુંજબ અહુરમજદની ખુશાલી પ્રાપ્ત થશે.

મહ મિનોઇ અહુર ફ્રા ઉર્વો જેમ મજદાઓ.

Enter tnou into tne joy of lord

ઉપરોક્ત ધર્મિક વચનોને જયારે આપણા પોતીકા કરીશું: એ રીતે જયારે અહુરમજદની ખુશાલી આપણા હૃયમાં પ્રવેશ કરીશું ત્યારેજ આ દુન્યાની તમામ જંજાલોમાંથી આપણે મુક્ત થઇ કેવળ સંતોષમાં સુખ માનીશું' જયાં સુધી આપણા હૃદયમાંથી ખરાબ દુર્ગુણો રૂપી મલિનતા તજી જશે નહિ ત્યાં સુધી આપણા જીગરમાં સંતોષ કદિ સ્થાંન કરશે નહિ. અને એટલા માટે, હે માનવ બંધુઓ.

કરજે એવું કામ ખુશી જયાં જીવો થશે;
હરતું ધરતાં નામ જગતમાં તેને જ ગાશે."

---

## પ્રકરણ પંદર મું.

### મહાન્ મનુષ્ય કેમ થવાય ?

Lives of great men all remind us
We can make our lives sublime,
And departing, leave behind us
Foot prints, on the sands of time,
Foot prints, that perhaps another.

Sailing over life's solemn main,
A forlorn and ship wrecked brother
Seeing, shall take heart again.

Longfellow.

દુનીઆની તવારીખમાં જુલીઅસ સીઝર, નેપોલ્યન બોનાપાર્ટ, શેકશીપીએર અથવા મીલ્ટન સરખા મહાજ્ઞાની અને અસાધારણ બુદ્ધિના વીર મનુષ્યો ફકત આંગળી ઉપર ગણાય તેટલા થોડાજ છે. ઘણાં વર્ષોના વહેવા પછીજ એ કીસમે કોઇ વિર પુરૂષ દુનીઆના રક્ષણ સારૂ નિકળી આવે છે. કોઇ વીદ્યા હુન્નરમાં અતિ ઝડપથી અને ઘણી નાની વયમાં કુશળતા મેળવે છે. કોઇ રાજદ્વારી કાર્યોમાં; અને કોઇ બીજાં મોટાં કામોમાં જોઇએ તે કરતાં વધુ હુશીઆરી બતાવે છે. એવાં મહાન માણસોની સફમાં ગણવાને સર્વે કોઇને જીજ્ઞાસા થાય છે. મુખ્યત્વે કરીને તો નબળાં અને છાંલકાં મનનાં માણસો તે વર્ગમાં બીરાજવાનું પસંદ કરે છે; કે જે વેળા તે જ્ઞાનીઓ, તેઓની ઉપર દયા ખાતા જણાએલા છે અને તેમની હસીમાં આવી પડે છે. કોઇક મહાન્ વ્યકિતને જોઈ તેની સાથ ઓળખ કરી દેવાનો પવન આજે ખૂબ બધામાં પ્રસરી રહ્યો છે. પરંતુ એથી સામાંનું સ્વમાંન કેટલું ઓછું થઇ જાય છે એ બાબતતેઓ સમજતાં લાગતાં નથી.

જેમ કવિ, જન્મથીજ કવિ હોય છે, તેમ હુશ્યાર માણસો અને સ્ત્રીઓ જન્મથીજ કુદ્રતની બક્ષેશ લઇ જન્મ લે છે. મહાન આત્માઓ જગતમાં શી રીતે જન્મતા હશે તેનાં કારણો જો તમારે શોધવાં હોય તો છેક ત્રીજી અને ચોથી પહેડી સુધીના વંશપરંપરાની તવારીખ વાંચી તેમનાં ભેજાંનો અભ્યાસ કરવો જોઇએ. પરંતુ તેમ આપણે શોધી શકતાં નથી. કાંકે, આપણા પૂર્વજો કોણ હતા; તેથી આપણે બીન વાકેફ છીએ.

મહાન પુરૂષો કંઇ આમ ગમે તેમ જન્મતા નથી; પરંતુ કુદ્રતના ચોકસ કાયદાના આધારેજ તેઓ અવતરે છે. જે જે ચંચળ બુધ્ધીના થોડાક નરો પોતાની કાબેલ્યતથી આ જગતમાં પોતાનુ નામ જીવતુ રાખી ગયા છે કીંવા નામોશીથી અમ્મર કરી ગયા છે તેઓ બધાં કુદ્રતના કોઇ અચળ નીયમ ઉપરજ હતા. સીધ્ધાંત સારૂ એકાદ જંગલી માણુસનો દાખલો લઇએ. ધારો કે તેઓ જાનવરી ખવાસના, મનના કીર્ચાત ઓછે ઉતરતા ફ.ટાથી નીંગળાં અને કુદ્રતની પેદાએશની આરંભનીજ હાલતના મનુષ્યો છે. પોતાનું આજીવિકા ચલાવવા તેઓ મંછી મારે છે અથવા તો તીરકામઠાંથી જંગલી પ્રાણીઓનો શીકાર કરે છે તો ચાલુ ટેવથી તેઓ આ કામમાં મોટી હુસ્યારી બતાવશે. મહેનતની વહેંચણી અને તેવીજ બીજી સારી ચીજો, અને અર્થ વિદયાની બારીકીઓ તેના મગજમાં ઉતરશે નહિ એ બદલ સંરક્ષણ કેમ કરવું એ તેઓ બધાંજ સમજી શકે છે. અને એ કામ સારી પેઠે કરી જાણે છે. તેનાં આગલા પુર્વજો કરતાં આ કામોમાં તે ચપળાઇબી સારી બતાવે છે તેનું કારણ એજ છે કે તેની મા તથા બાપનાં અને આગળા પૂર્વજોના ભેજા તથા તંતુઓ તેઓમાં ઉતરી આવે છે. પોતાના પૂર્વજોથી ચાલતી આવેલી શીકારની તાલીમ તેનામાં પુરજોશથી ઉભરાઇ આવે છે. તેમનાં સાધારણ કાઓમાં નજર શકિત અને હાઠ ચાલાકી અને ભેજાં તંતુઓના કામેમાં તે જેટલું સંપુર્ણ દેખાડી શકે છે; તે તેનાં પૂર્વજોના ખ્યાલમાંએ પણ ન હોતું છતાંએ તે કાર્યમાં તેમનો કોઇ કુળીન જવાન હુસ્યારી બતાવે છે તેનું ત્યારે કારણ શું હશે? તેનાં કારણો એ છે. પહેલ્લું તે આ કે, માબાપ તરફના તેનાં સઘળાં પુર્વજોનાં આ કામ માટેનાં મનબળ અને અંગબળ તેનામાં ઉતરે છે. બીજું કારણ આ કે, બાલ્યાવસ્થા તે વુધ્ધાવસ્થા આવે ત્યાં

તુલીક એ કાર્યા તે બજાવ્યો જાય છે. અને તેથી પૂર્વજો તરફથી વારસા તરીકે મળેલી આપ્રતી શકિત (Gift) ને વધારે પુષ્ટી ને ખીલવણી મળતી રહે છે. આ રીતે જંગલી પ્રજા પણ અ સાધારણ ચતુરાઇ બતાવે છે; એ આપણને આશ્ચર્યજનક છે.

જેમ સુધરેલા માનવીઓમાં સીઝર્, શેકશપીઅર, જસ્ટીશ રાંનાડે, મરહુમ ગોખલે, હિંદના દાદા, સર ફીરોઝશાહ મહેતા મહાત્મા ગાંધીજી, ડો. એની બીઝાંટ જેવા મહાંન માણસો હોય છે; તેજ રીતે જંગલી પ્રજામાં એવો કોઇ બલવાન પુરૂષ મહાનમાંજ લેખાવો જોઇએ કાંકે જંગલી પ્રજામાં તે અંગબળનો સેન્ડો કે શેકશપીઅર જેવોજ છે. પણ તે શા માટે ? એટલાજ માટે કે તેનામાં તેનાં આગળા થઇ ગએલા પુર્વજોની તમામ શકિત ઉતરી આવી છે. એ લોકો જાહેરમાં નથી પડતા તેનું કારણ એટલુંજ કે તે જંગલી કાએલ માણસ અને તેની બીજી પ્રજાની શકિત સાંકડી હદમાંજ કામ કરે છે. તેઓમાં અકકલ, ચાતુરી, કુશળતા, પ્રેરણા બુદ્ધી બધું છે, મગર ખાંમી એટલીજ કે તેઓ પોતાની અસલીઆતનો ત્યાગ કરતા નથી. ને તેથી તેઓ નવિન શરૂઆત, ને નવિન ફેરફાર પોતનામાં કરી શકતા નથી.

હવે આપણે આપણી સુધરેલી પ્રજાના ચરિત્ર તપાસ્યે. તો તેમાં તરેહવાર કામ કરનારા, જુદા જુદા ફાંટાંવાળા, ભિન્ન ભિન્ન પ્રકારમાં મન શકિત ને શરીર શકિતથી સામાંને હેરત કરનારા માણસો છે. આ દરેક માણસોએ પોતાની ચોકસ શોખની તે વસ્તુઓને ચાલુ ખીલવેલી હોય છે. મહાન માણસો કાંઇ એકદમ થઇ શકાતાં નથી. આ જન્મે કદાચ તમો આગળ વધવાના વિચાર કરો; તો આવતા જન્મે થોડેક દરજ્જે તમને તેવા સંજોગો મળે ખરા ! એ રીતે બે ચાર જન્મ પછી

એવાજ પ્રગટી કરણના વિચારોનું સામટું બળ ભેગું મળવાથી નવા જન્મે તમો આગળ હતાં તે કરતાં મોટાં માણસ તરીકે આવશો. જેટલા જેટલા મહાન માણસ થઇ ગયા છે; એ બધાંઓએ આગળ એક દિવસે એવાં મહાન બનવાના વિચાર કર્યાજ હતા જગ જાણીતો પહેલ્લો પુનાની ફીલસુફ વિદ્દવાન પીથાગોરાસે વારંવાર જાહેરમાં કબુલ કીધુ હતુ કે, "પોતે આગળ ત્રણ ચાર જન્મ લઇ ચુકયો હતો. અને અવતાર હજી મને યાદ છે. સઉથી પ્રથમ હું મરકપુરી નામક એક પહેલવાનનો ઇકાલીડીઝ નામક પુત્ર તરીકે જન્મયો હતો; અને "ટ્રોજન વોર" નામની જાણીતી લડાઇમાં મેં ભાગ લીધો હતો. બીજા અવતારમાં હું હરમીટપસ નામક કોઇ જ્ઞાની પુરૂષને ત્યાં અવતરીઓ હતો બાદ હું એક દયાળું માછીમારને ત્યાં જન્મયો હતો અને એ ત્રણે જન્મોમાં મે મારૂ મનોબળ ભેગું કરીને પીથાગોરાસ તરીકે જન્મયોછું." પીથાગોરાસ તે વેળા એક ફીરેસ્તોજ ગોયા આકાશ પરથી ઉતરી આવ્યો છે; એમ લોકો માનતાં હતા. એજ પ્રમાણે જગતમાં ખગોળ શાસ્ત્રીની પહેલ કરનારા કોપરનીકસ, કેપલર અને ગેલીલીઓ પણ એક મહાન માણસ તરીકે પંકાઇ ગયેલા છે. પોતાના મોટા ભોગ પછી એ શોધ હસ્તિમાં આવી છે.

મહાન્ મનુષ્ય થવા તમારે શું કરવુ જોઇએ ? મહાન્ માણસોના ચરિત્રો તમે વાંચ્યાં છે ? તો તમને જણાશે કે, તેઓએ જીંદગી ભરના કષ્ટો વેઠીજ નામના મેળવી છે. તેઓએ એકદમ મહાન કાર્યો શરૂ કરી નથી દીધાં, પરંતુ ટક મેળવે પોતાથી બનતી સેવા દુનીઆંને આપી છે. એફ૦ બી૦ મેયર નામક એક લેખકે આથી વાજબી કહ્યું છે કે "મહાન્ કાર્ય કરવાની તક શોધતાં બેસી રહેશો નહિ. ત્હામારૂં બધુએ જીવન તે પ્રસંગની રાહ જોવામાં વ્યતીત થઇ જશે, છતાંય તે ટક

નહોતી આવશે માટે ઇશ્વરની પ્રસન્નતા સંપાદાન કરવાને અને મનુષ્યોનું કલ્યાંણ કરવાને માટે જે નાની નાની તકો મળી આવે હેનો પણ લાભ લઇ લ્યો. જો તમો પ્રથમ નાનાં નાનાં કાર્યો મહા પરાક્રમથી કરશો તો પછી ભવિષ્યમાં મહાન કાર્યો મોટી મુશકેલીમાંથી પણ પાર ઉતારી શકશો. મહાન બનવા સારૂં ઘણાંય ગુણો તમારે ખીલવવાના છે. અલ્પ સ્થિતીમાં પ્રમાણિક પણે કર્તવ્યો બજાવવાં, અને સેવાનો સારો ઉપયોગ કરવો. ધર્મ વિરો પેઠે અત્યારથીજ દુઃખ સહન કરવાની કોશીષ રાખવી જોઇએ. તમને દુઃખી કરતી કોઇ વ્યક્તિના દોષ જોવાને બદલે ઉચ્ચ ગુણ શોધી કાઢવા; અને તે કેવળ લોકોની શાબાશી મેળવવાજ કરવું નહિ, પરંતુ ઇશ્વરની ફરજ દાખલજ કરવું એજ મહાન્ જીવન છે."

ગાર્ડનના જણાવવા મુજબ જીવનના હંમેશા ત્રણ માર્ગ છે: (૧) ઉંચ. (૨) આંતર, અને (૩) બાહ્ય. ઉંચ એટલે ઇશ્વર તરફ, આંતર એટલે આત્મા તરફ અને બ્રાહ્ય એટલે દુનીઆ તરફ. આ રીતે ત્રણ પ્રકારનું જીવન મનુષ્યે ગાળવાનું છે. એકાંતમાં ભક્તિમય જીવન, જાહેરમાં પવિત્ર જીવન અને સેવામાં પ્રવૃત્તિમય જીવન. આમાંનું એક નહિ, બીજું નહિ, કોઇપણ બે સાથે નહિ. પરંતુ ત્રણે જાતનાં જીવન એક સાથેજ ગાળવાં જોઇએ. અને એનું નામજ ખરે-ખરૂં સંપૂર્ણ જીવન છે. અને ખસુસ યાદ રાખજો કે સેવાનો ખરો ચિતાર આવું સંપુર્ણ જીવનજ આપી શકે છે. સેવાનું વ્રત બીજાં બેમાંથી પ્રગટે છે. તેનાં મુળ ભક્તિ અને પવિત્ર-તામાં રહેલાં છે, આથીજ આપણને સમજાય છે કે અનેકોની આટલી બધી સેવા કેમ વ્યર્થ જાય છે? કારણ એજ કે પ્રથ-મનાં બે પ્રકારનાં જીવનરૂપી પાયોજ તેમાં હોતો નથી, અને હોય છે તો લુલોજ હોય છે એટલે તેમનાથી પછી મહાન શી

રીતે બની શકાય ? વળી મહાન થવામાં અને મહાન કાર્યમાં સામાના ઉત્સાહને ઉત્તેજનની મોટી જરૂર છે. જીવનમાં સૌથી વધુ જરૂરની વસ્તુ 'સહાયતા' નથી પણ "પ્રોત્સાહન" છે, એક બળતાં ઘરની ઉંચી બારીએ એક બાળક હતું. બંબાવાળાઓએ તેને બચાવવા એક નીસરણી ગોઠવી ઘર ઉપર ચઢયો, તે લગભગ બારીએ ચઢ્યો; પણ ત્યાં ગરમી એટલી બધી હતી કે તેને ચકરી આવવાથી પાછું ફરવાનું મન થયું. એટલામાં નીચે ઉભા રહેલાં ટોળામાંથી એક જણે ત્હેને પ્રોત્સાહન આપવા બુમો પાડી. તુરતજ મોટો પ્રોત્સાહક અવાજ સંભળાયો. અને એક પળમાં ભયમાં આવી પડેલાં બાળકને ભયંકર મૃત્યના પંજામાંથી પોતાના હાથમાં બચાવી લીધું, ઘણાંક મહાન મનુષ્યો મહાન કાર્ય અને પ્રાયસમાં મુંઝાઇ જઇ નિષ્ફળ થવા છે, ત્હેમને જો એકજ પ્રોત્સાહક શબ્દ કહેવામાં આવ્યો હોત તો તેમને મુશકેલી વટાવવાની શકિત મળી હોત અને એ રીતે મહાન બનવાના માર્ગમાં આગળ વધત, કારણકે એલીઝા બેડ હેરીશન કહે છે તેમ "જે સ્ત્રી પુરૂષો નિંદા કરવાને બદલે પ્રોત્સાહન આપે છે; તેજ જગતને ઉન્નત પંથે દોરે છે"

જાહેર જીંદગીવાળા માણુસોની એક નબળાઇ પ્રતિ ધ્યાન ખેંચવાની હું તમને ખાસ જરૂર જોઉ છું. કારણ મનુષ્યની ચેતન શકિત અને લાગણીનું જોર ઘણાં ખીલેલાં હોય છે. તેની ઉપર નવા નવા ફેરફારોની અસર ઘણી જબરી થાય છે. તેનાં તંતુઓની લાગણી શકિત એટલી બધી તિક્ષણ હોય છે કે, ફેરફારોથી થએલી મન ઉપરની અસર શરીરના બીજા અવયવો અને મુખ્યત્વે કરીને હૃદય ઉપર ભારે દબાણ કરે છે. આથી તેનું હૃદય નિત્ય ધડકયા કરે છે. અને તેમાં જ્ઞાન તંતુઓનું કામ અનિયમિત અને ધીમું ને કોઇવાર ઉતાવળું થઇ જાય

છે અને તેથી લોહી વધારે પ્રસરી મનુષ્યને ઉશકેરી નાંખી કોઇક સમયે ગંભીર પરીણામો નિપજાવે છે. એના સંબંધમાં તવારીખમાં નોંધાએલા કેટલાક દાખલાઓ ધ્યાંન આપવા જેવા છે. ગઇ સદીમાં ફ્રાન્સમાં એક મહાભારત રાજદ્વારી ઉથળપાઠલ થઇ હતી. તેમાં ફ્રેંચ પ્રજાએ પોતાના એકવારના પ્રિય રાજા સોલમાં લુઇ અને તેની ભલી • ધર્મ પત્નીને મારી નાખ્યાં. ત્યાર પછી આખા દેશમાં જે ગેર વ્યવસ્થા, જે ખુનામરકી, અને રાજદ્વારી ઝનુન ચાલીર હ્યાં હતાં, તેવો બનાવ આગળ નહોતો બન્યો. દરમ્યાંન તે મોટા મોટા રાજદ્વારી પુરૂષો બહાર પડયા તેઓમાં માર્કવીસ ઑફ મીરાબો નામક નામીચો રાજદ્વારી અંગ્રપદ ધરાવતો હતો. તેની આખી જીંદગી બનાવોથી ભરપુર હતી. અને ઈ. સ. ૧૭૮૯ ના ઉંપલા બળવા પછી પાર્લામેંન્ટના એક સાધારણ મેમ્બરની પદવીથી વધીને તે રાજાનો સલાહકાર બન્યો હતો, પરંતુ તેની લાગણી ઘણીજ ત્રીવ હતી. રાજમાં થએલા ઓચીંતા મોટા ફેરફારો, અને તેનાં પોતાનાં મોટાં કામોની અસર તેના ઉપર એટલી બધી થઇ પડી કે પોતાના સ્વદેશના મોટા ઝઘડામાં બેથી વધારે વર્ષ ભાગ લેવા જીવવા પામ્યો નહિ. એક પ્રસંગે એ સભામા પોતાની એક નવિન યોજનાની હિમાયતમાં બહુ ઉશકેરાઇને અસરકારક ભાપણ કરતો હતો; તેટલાંમાં જાણે તેના દિલમાં કોઇએ ખંજર ભોકી દીધુ હોય તેમ બોલતાં બોલતાં અટકીજ પડયો અને પછી થોડાજ દિવસમાં મૃત્યની શાંત નિંદ્રામાં એ સૂતો."

" એવોજ એક બીજો દ્રષ્ટાંત એક રાજ્યદ્વારી મહા પુરૂષનો છે. વિદ્યા હુન્નરમાં કુશળ ને જાહેરમાં તેણે મોટી ખ્યાતિ મેળવી હતી. પરંતુ એ બાપડોબી ઝટવારમાં બહુ લપી જતો. મોટા મોટા ડૉકટરોએ એને સલાહ આપેલી કે તારે ઝટ ઉશકેરાઇ નહોતું જવું જોઇએ. પરંતુ ઉછળતી જુવાનીનો આ જુષ્પો

તેમ સમજેજ શાંતું ? થોડા વખતમાં જયારે અમેરિકામાં ચાલતો ગુલામી ધંધો ઇંગ્લાંડના રાજદ્વારીઓમાં જોસભેર ચર્ચાતું મુળ થઇ પડયો, ત્યારે આ યુવાન–ખીજાતા જવાને તેબાબદની સામે એટલી તો છટાથી પણ ઉશકેરી હાલતમાં ભાષણ કીધુ કે એકાએક તે સ્ટેજ ઉપર તુટી પડયો, અને માથે લોહી ચઢી જઇ તેનો પ્રાણ જતો રહ્યો.

કોઇક જાહેર વ્યકિતને બાલ્યાવસ્થાથીજ ઉશકેરણી ખમવાને માહવરો પડવાથી, એ બાબદમાં તેમનું શરીર બળવાન થઇ રહેલું હોય છે. કોઇક વેળા તેમની શરીરની શકિત ઉપરાંત ઉશકેરણી થાય છે ત્યારે તેઓનો પછી બીજાં ભાગો પર પણ આંકોશ રહેતો નથી. એવા પુરૂષોનું મગજ ઘણી વેળા પોચુ થઇ પડવાથી ભેજાના દુ:ખના ભોગ થઇ પડે છે. કોઇક વાર શરીરના ચોકકસ ભાગો જુદકા પડી જાય છે, કીંચીત લકવાથી સ્થંભ બની જાય છે. અને ઘણાં મહાન મનુષ્યો આવા રોગથી પીડાતા જણાએલા જાહેરમાં આવ્યા છે. ઇગ્લાંડનો એક જાણીતો રાજદ્વારી સાધારણ સ્થિતિ પરથી મહા મહેનતે ઉચ્ચ સ્થિતિ ઉપર આવ્યો હતો. એક દિવસે સભામાં તેને એક પક્ષ ઉપર ચર્ચા કરવા જણાવ્યું. પરંતુ તેની ઝબાંન ગોયા ઉપડીજ નહિ. અને તેજ દિવસથી તેની બોલવાની છટા (Spirit) સદા માટેની જતી રહી. એટલા માટે જાહેરમાં પડવા આગમચ મનુષ્યે તેના શરીરને પ્રથમ ખૂબ કેળવવું જોઇએ. સૌથી પ્રથમ મન ઉપર કાબુ અને પોતા ઉપર કાબુ રાખતાં શીખવુ જોઇએ. સહેજ બાબદમાં ઉશકેરાઇ ન જતાં મગજને શાંત રાખવાની જરૂર છે. મહાન માણુસ થવાની કુંચી પણ એજ છે. વળી જાહેરમાં પડવા આગમચ મનુષ્યે પોતાની પીઠ પહોલી રાખતાં શીખવું જોઇએ, જાહેર માણુસ પર, પહેલ્લી ટીકા થાય છે. આપણી ટીકા સાચ્ચી હોય કે જુઠ્ઠી તોએ તે

જાણતાંજ ન હોઇએ એવી રીતે ફરવામાં મોટું ડહાપણ છે. ઉશકેરાઇ જઇ વિવાદ કરવા કરતાં શાંત રીતે આપણી વિચાદના મુદ્દા સામાંને સમજાવવા જોઇએ. તેજ ચર્ચાને ટેકો મળે. બાકી ક્રોધના અવેશમાં આવી જઇ ચર્ચા કરવાથી આપણી ગમે એવી બાબદનું વજન ઘટી જાય છે; અને સત્યપણું બાહાર નિકળતું નથી.

જાહેર જીંદગી ગુજારવા માટે સદ્ગુણી જીંદગી, સાચ્ચુ મત અને સાચ્ચાં દિલની જરૂર છે. સદ્ગુણી અને નિર્મળ જીંદગી મનુષ્યોના કયા ગુણો પર આધાર રાખે છે એ જાણવાને પ્રત્યેક સ્ત્રી પુરૂષોને ઉત્કંઠે થાય એ સ્વભાવિક છે. એ ઉપર વિચાર કરતાં ઘણાં માણસો એવાં અનુમાન ઉપર આવે છે કે ખરૂં ખોટું પિછાંણવાની શકિત અને સારી મગજ શકિત એટલી એ ચીજો દુનીઆમાં ફાવવા સારૂ પુરતી છે. તેઓ કહે છે કે, વિચારવંત માણસની એકવાર ખાત્રી થાય કે સર્વે પ્રકારના દુષ્ટ કાર્યો મુર્ખાઇમાં ગણાય છે, અને જે કાર્યોથી આખાં મનુષ્ય મંડળનું ભૂકું થતું હોય, તેથી પ્રત્યેક માણસનું પણ ભુંડુ થવુંજ જોઇએ તો બદીઅને ગેરઇન્સાફી દુર થાય. ખરેખર! જે મનુષ્ય આપ સ્વાર્થની વૃત્તી ઉપર અંકોશ રાખશે, તે લાલચોથી દુર રહી શકશે, અને નમ્રતા અખ્તયાર કરશે. ટુંકામાં કહેતાં, મનુષ્ય માત્રના સુધારાનો સર્વેથી ઉત્તમ ને અસરકારક માર્ગ ફકત એકજ છે અને તે આકે, તે મહાન પ્રભુએ જે જીંદગી આપી છે તેનો ખરો હેતુ અને ખરા કાયદાની કેળવણી લઇ જગતને સુખની ચાવી સમજાવવી જોઇએ.

શાસ્ત્ર એક ભણી સમજાવે છે કે, બીજાં અજ્ઞાનીઓને જ્ઞાન આપી, મહાપુન્ય હાંસલ કરો, પરંતુ તેમ પુર્વ જન્મના ઉંચ સંસ્કાર વિના કદિ બને શકે નહિ. અપવાદ તરીકે એક કંજુસ મનુષ્યનો દષ્ટાંત લઇએ. તેની આગળ તમે પૈસો સંગ્રહ

કરવાની મુર્ખાઇ માટે અસરકારક તકરાર કરો, સુખ મેળવાનો તે માર્ગ નથી એમ તેને સમજાવો, અને તેને દેખાડી આપો કે સ્વચ્છ અને સુખી દિલની જીંદગી કેવી શ્રેષ્ટ અને ન્યાયી છે, છતાંએ તમો તેનાં ઉપર લેશ ભારભી અસર ઉપજાવી શકશો, નહિ. જે જ્ઞાન તેનાં ભેજામાં તમો ઉતરવા માગોછો તે ભલું ને સત્ય છે ખરૂ (!) મગર તે ગ્રહણ કરવા જેવી સ્થિતિમાં નથી. કાંકે હજી એ બાબદ માટે તેનાં સંસ્કાર ખીલ્યા નથી. જો કે તમારી દલીલમાં જવાબ આપવા જેટલીબી તેનામાં શકિત નથી. છતાંય તેનાં મગજમાં એ વાત ઉતરતી નથી. કાંકે પૈસાનું વ્યસન તેનામાં એટલુ બધું જડ ઘાલી બેહું હોય છે કે તેથી તેનું મગજ શુધ્ધીથી વાતચીત કરી શકતું નથી. એજ પ્રમાણે વળી એકાદ ગુસ્સાના આવેશમાં આવેલા એક માણસ સાથે તકરાર કરવી કેટલી મિથ્યા છે એ તો સિધ્ધ થએલી વાત છે. જે ચીજ પાછલ કોઇ સ્રી કીંવા પુરૂષનું દિલ દોડતું હોય; પછી તે મેળવવાના પરિણાંમ ગમે એવાં માંઠાં હોય, તોએ તે વિષે તેની ખાત્રી કરવી અશકયજ હોય છે. કાંકે તે ચીજ માટે તેની ઇચ્છા એટલી બધી બળવાન થઇ પડી હોય છે કે ગમે તેવા સત્ય તકરારબી તેના લક્ષમાં ઉતરી શકિત નથી. હવે બીજું દ્દષ્ટાંત જુઓ. કે જયારે સ્વચ્છ દિલને ઉદાર સ્વભાવવાળાંબી મનુષ્યો છે તેઓને પોના ઉપર કાબુ (Self Controal.) રાખવાની ટેવ પડી ગઇ હોય છે. તેથી તેમનાં વિચારો અને લાગણી સાફ રહે છે. વિકાર અને સ્વછંદી, છાલકાપણું અને લોભ, આપસ્વાર્થ અને અદેખાઇ, એ સર્વેથી જયારે મનુષ્યનું મન મુકત થએલું હોય છે, ત્યારેજ કુદરતે આપેલો તેના ભોભ્ભો અને બળ સંપુર્ણ રીતે પ્રકાશી નીકળે છે. અને તેજ ખરેખરો મહાન માણસ સમજવો.

મનુષ્ય અને તેને કુદરતે આપેલી ભિન્ન ભિન્ન પ્રકારની શકિતઓનો અભ્યાસ જેમ જેમ આપણે વિશેષ કરતાં જઇએ છીએ; તેમતેમ તેમનાં એકપણાં વિષે આપણી ખાત્રી વધારે થતી જાય છે. જેમ શરીરના જુદાં જુદા અવયવો આપણી હસ્તિને શકિત માટે ઉપયોગના છે અને તમામ ભાગો જયારે ભેગી રીતે આરોગ્ય હાલતમાં હોય છે, ત્યારેજ દરેક ભાગ સારા રહી શકે છે, તેમ મનુષ્યના ભેજાં અને શરીરની જુદી જુદી શકિતઓ જયારે અકેકના સંબંધમાં ખરાં અને નીચમીત માર્ગે કામ કરે છે; ત્યારેજ તે મનુષ્ય, મહાન મનુષ્યની સંપુર્ણતાએ પહોંચે છે. ભેજાં અને હૃદયની જુદી જુદી શકિતઓ અકેક સાથ રહીને સંબંધમાં કામ કરે છે, માટે તેઓને પુખ્ત બનાવવા દરેક બીજી શકિતઓનેભી સાથે ખીલવવી જોઇએ. તકરાર, વિચાર અને કલ્પના કરવાની શકિત જે ભેજાંમાં મુકાએલી છે તે એકલી તો સ્વતંત્ર રીતે એોહક કામ કરી શકિત નથી. હૃદયનાં વિકાર અને જુસ્સા તેમજ લાગણીઓનું બળ ભેજાંના કામ માટે મોટો અટકાવ કરવાને સમર્થવાન છે અને એટલા માટે જેમ મગજને તેમ હૃદયનેભી સાથેજ ખીલવવું જરૂરી છે. તોજ તેનામાં મહાન કાર્ય કરવાની શકિત પ્રાપ્ત થાય છે.

મહાન મનુષ્ય થવામાં બીજા કયાં ગુણોની જરૂર છે? મહાન પુરૂષોને તમોએ જોયા હશે તો જણાશે કે તેઓમાં ઉધ્યોગ અને ખંત યાને પોતે જે કામ કરે તે પાર પડયા વગર ન મુકે એવી દઢ શકિતને ચિવટાઇથી વળગી રહેનારા તેઓ છે. ઉધ્યોગ એ વ્યવહારીક ચાલ ચલણની સઉથી સરસ કેળવણી આપનારા સાંધન છે. પોતાને વશ રાખવું, એકાગ્ર ચિંત રાખવું, કામ પછવાડે મંડયા રહેવું અને ખંત તેમજ ઉત્સાહ આદિ ઉત્તમ ગુણોને જાહેરમાં આણનાર અને કવાએદ આપ-

નાર ફકત એકજ ચીજ છે જે ઉદ્યોગ છે. એક માણસને તેનાં કરી લીધેલાં ખાસ કામમાં ઉત્તેજન આપનાર અને છે. માણસો અને પ્રજાઓને આગળ વધારનાર જીવતો કાનુન અને હસ્તિનો કાયદો તે ઉદ્યોગ છે, ભારે મહેનત અથવા શ્રમ એક બોજો કીંવા શિક્ષા કદાચ હોયબી (!) પરંતુ ભુલી જવું ન હોતું જોઇએ કે તેમાં માન ને કીર્તી પણ છે. દુનીઆંમાં જેટલું કંઇ શ્રેષ્ઠ છે તે સઘળું ઉદ્યોગને આભારી છે. સુધારો એ તો ઉદ્યોગનું મુખ્ય ફળ છે. જો મહેનતનો નાશ થાય તો આખી માનવ જાતિનું પણ મોત આવે. જયારે સીકન્દરે ઇરાન જીત્યું, અને ઈરાનીઓના રીતભાતનું અનુકરણ કરવાની તેને ટક મળી ત્યારે તેણે કહ્યું કે; મોજમઝાની જીંદગી કરતાં બીજું વધુ ગુલામગીરી ભરેલું કીંવા મહેનતવાળુ જીવન કરતાં બીજું કંઇજ વિશેષ નથી. જયારે શાહ સેવરસ પોતાના મોતના બિછાણાં પર સુતો, ત્યારે પોતાના સિપાહો અને અમલદારોને છેલ્લા જે શબ્દો કહ્યા હતા તે "Laboramus" શબ્દ હતો. એટલે કે 'મહેનત કરજો' એમ તેણે કહ્યું હતું. અને ખરેખર, તમોએ ઇંગ્લાંડની તવારીખ વાંચી હશે તો જાણતાં હશો કે રોમન સરદારોએ તે પછી પોતાની સત્તા જાળવી રાખી તેને દિન-પ્રતિ-દિન વધારતાજ ગયા હતા. જે કીર્તી મહેનતને આભારી નહિ હતું એમ કોણ કેહશે?

જાણીતા ફ્રેંચ ચિતારા ગ્રે-ઉઝે વાજબીજ, કહ્યું કેઃ મહેનત, કામે લાગવું અને ઉપયોગી રીતે કામમાં રોકાવું એ મહાન્ થવાના ત્રણ ભેદ છે. જાણીતા કાસાબોને એકવળા તેના કોઇક મિત્રે કામથી દુર રહી થોડો વખત આરામ લેવા કહ્યું. તેણે તેમ કીધુ ખરૂ, પરંતુ થોડાજ દિવસમાં પાછો ફરવાથી તેનાં મિત્રે તેમ કરવાનું" કારણ પુછતાં કહ્યું કે "કાંઇ પણ નહિ કરવા કરતાં કામ કરવાથી માંદગી વધારે સહેલાઇથી સહન કરી શકાય છે. તેથીજ હું પાછો ફર્યો છું"

અસલના રોમન લોકોએ મહેનતને એટલો બધો મોટો દરજ્જો આપ્યો હતો કે સૌથી ઉંચ પદવીના રોમન અમલદારો પોતાની જમીનો પોતના હાથેજ ખેડતા હતા. અને જયાંસુધી તેઓએ જાતે મહેનત કરી હતી, ત્યાંસુધી મોટી શહેનશાહત સ્થાપીને તે ટકાવી રાખી શકયા હતા. પરંતુ પાછળથી મોઝમઝામાં પડતાં તેમનો સિતારો અસ્ત થવા લાગ્યો. અને વખતનાં વહેવા સાથ તેઓએ બધુ ખોહી દીધું. સેંટપોલ કહે છે કે "જે માણસ કામ કરે નહિ તેણે ખાવું નહોતું જોઇએ" ખ્રીસ્તીઓના "પ્રોટેસંટન્ટ પંથ" સ્થાપનાર મહાન ને આગેવાન માર્ટીન લ્યુકરને જો કે રોજીંદા સંખ્યાબંધ કામો કરવાના હતાં, છતાંય ઉમંગથી પોતાનો થોડો વખત ફાજલ પાડીને ઘડીઆળ બનાવતો હતો. અને બાગબાની કરતો હતો. શાહોનો શાહ નેપોલ્યન બોનોપાર્ટની આ એક ખાસ ટેવ હતી કે પોતાના રાજ્યમાં કોઇબી નવિન શોધ કરનારને પોતાની પાસે બોલાવી શાબાશી આપતો ને કંઇ મોટી બક્ષિશ આપતો; ને બહુ ભારે આદરસ્તકાર કરતો. અને જતીવેળા તેને નમીને નમસ્કાર કરતો. એક વેળા તે સેંટ હેલીના ખાતે મીસીસ બાલકોમ્બ નામક સ્ત્રી સાથ ફરતો હતો. તેટલાં સાંમેથી કેટલાક માણસો એક ભારે બોજો લઇ તે ભણી આવતા હતા. ને તેથી તેઓએ આ બંનેજણને ખસી જવા કહયું. મીસીસ બાલકોમ્બ આથી ક્રોધે ભરાઇ. એવા હેતુથી કે તેણીને હુકમ કરનાર કોણ? પરંતુ નેપોલ્યને બાઇને કહયું "મેડમ, આ બોજાને નમસ્કાર કરો." સજ્જન વાંચકો! મોહટાઇ તુંદાઇમાં નથી. મહાન માણસો જે ખ્યાતિ મેળવે છે તે તેમની અણ હદ સાળેસાઇ, સહન શીળતા અને નમનતાઇજ છે. એતું અનુંકરણ તમો નહિ કરો?

જાણીતા પ્રખ્યાત કવિ સર વૉલ્ટર સ્કોટ સર્વેથી મહેનતું અને એક કામમાં નિરાશી મળે તોએ તે ઉપર મહેનત

કરનારામાંનો એક હતો. કીર્તી કેમ મળે છે તેનો પાઠ બીજાને આપવામાં તે ઘણોજ ઉત્સુક રહેતો. આ ઉપરાંત બીજાં ઘણાંક મહાન માણસો કેવળ 'શ્રમ' નેજ આભાર રૂપ હતા. અને તેથી જો તમારે પોતેબી મહાન બનવું હોય તો મહાન માણસોનાં ચરિત્રોનો તમારે અભ્યાસ કરવો જોઇએ.

ઇરાનમાં તેમજ હાલમાં વિશ્વ વિખ્યાત થએલો કયાંની શખ્શ, જે આજે ઇરાનની તવારીખમાં 'કાવે' નામે મશહુર છે. કાવે એક ગરિબ પણ આબરૂદાર લુહાર હતો; જે જોહાક જેવા એક જબરદસ્ત પાદશાહની મુકાબેલ થઇને દેશહીતકારી પણાંની અમ્મર કીર્તી મેળવી ગયો છે. વળી ફીરદોસી એ પણ એક ગામડામાં વસ્તા ગામડીઆ નો બેટો હતો, જે પાછળથી મહંમદ ગીજનીના રાજ્યમાં એક મોટો શાહેર તરીકે પંકાઇ ગયો છે બુજરચે-મહેર એ એક સાંધારણ અથોરનાનનો બેટો, પોતાની હુશઆરી ને કાબેલ્યતથી નોશીરવાન આદિલ જેવા ન્યાયી શહેનશાહનો વડો પ્રધાન તરીકે થઇ ગયો છે.

પહેલા સર જમશેદજી જીજીભાઇ, નવસારી કસબામાં એક ગરિબ માબાપને ત્યાં જન્મયાં હતા તેઓ મહોલ્લે મહોલ્લે ફરિને બાટલીઓ વેચી વખત ગુજારતા હતા તેજ શખ્શ આવી ગરીબ સ્થિતિ પરથી વધીને આપ મદદથી બ્રીટીશ રાજયના સઉથી પહેલા દેશી બેરોનેટની પદ્દવી પામી, જરથોસ્તી ટોળાને જગ આશકરા કીધો. વળી હિંદમાં તેમજ પશ્ચીમ દેશમાં પ્રખ્યાત થએલા મહાન દેશભકત દાદાભાઇ નવરોજી જેઓ આજે "હિંદના દાદા" તરીકે સર્વના મોમાં રમી રહયા છે. આ નાંમાકીત પુરૂષનો એક વખત એવો હતો કે, જયારે તેમનો પુરેપુરૂં ખાવાનું ધટીક ન હોતું મળતું. દિવસે માતાનું કામ કરી રાત્રી દરમ્યાંન સરકારી લેમ્પ નજીક પોતાનું લેશન તેઓ કરતા હતા. આવી બારીક ગરીબાઇમાંથી ઉછ-

રીતે ભારે શ્રમના ભોગે વખત જતે લંડનની પાર્લામેન્ટના તેઓ પહેલ વહેલા પારસી મેમ્બર થયા હતા-

વડોદરા રાજ્યના માનવંતા રાજા શ્રીમંત સર સયાજીરાવ ગાયકવાડ, બચપણમાં એક ગરિબ ઘરનાં હતા. તેઓ આજે એક બાહોશ રાજકર્તા તરીકે લોકોને જાણીતા છે. હિંદમાં એક એવા રાજા નથી, કે જેણે શ્રીમંત ગાયકવાડ પેઠે ગુજરાતને ફળદ્રુપ બનાવ્યો હોય! ગુજરાતના રાજ્યમાં એક એવો રાજા ન થઇ ગયો હોય જે આજ નામદાર ગાયકવાડની સંફમાં આવી શકે? આવોજ એક બીજો અપવાદ મૈસુરનો રાજા હૈદરઅલીનો છે, એકવાર ફકીર હતો. પરંતુ પાછળથી તે એ લુટારૂ બન્યો હતો. તેની આગેવાની તળે ઘણાંક લોકો એની સાથ જોડાયા હતા. હઇદર પાસે મોટું લશ્કર થવાથી મૈસુરના આગળા રાજાએ તેને પોતાના રાજ્યમાંના લશ્કરનો સેનાપતિ બનાવ્યો ને તે ટોંચ પરથી છેવટે એ મૈસુરનો રાજા પણ બનવા પાંમ્યો હતો.

લોર્ડ કલાઇવ એક ઘણો નાંમીચો પુરૂષ થઇ ગયો છે. બાલ્યાવસ્થામાં તે ઘણો તુફાંની હોઇ બાબાપે તેને ઘરમાંથી બહાર કાઢી મેલ્યો હતો. ઘણાંક દિવસ ગામમાં તે ભટક્યો. અને અંતે હિંદુસ્તાંન આવતી "ઇસ્ટ ઈંડીઆ કંપની" મી. જોડાયો. જ્યાં પ્રથમ તો હેને કારકુનની નોકરી પર રાખ્યો. કારકુન પરથી સેનાપતિ બન્યો. ને તે ઉપરથી સેવટે કર્નલ, મેજર તે લોર્ડ જેવા ખેતાબો મેળવી સાથે મોટી મોટી જાંગીરનો માલેક થયો. અંગ્રેજો હજી સુધી આ જવાન વિરલાની યાદ ભુલ્યા નથી. એની યાદગીરી ઘણાંક મોટાં શહેરોમાં છે,

જેરમી ટેલર હજામનો છોકરો હતો. એ ધંધા ઉપરથી બદલાઇને તે એક ઘણો કવિતાંઇ અસરની વાએજ કરનારો,

ને ધર્મગુરૂ તરીકે થઇ ગયો છે. રીચર્ડ આર્કરાઇટ એક મધ્યમ સ્થિતિનો માણસ પાછળથી રૂના સાંચાના શોધક તરીકે નામના મેળવી ગયો છે. બ્રીડલી પણ એક મજુર હતો. તે ઉપરથી, ઇજનેર બન્યો. એવીજ સ્થિતિ પરથી મહાન્ માણસ થઇ ગએલામાં બર્નસ એક કવિ ને કુક એક નૌકાશાસ્ત્રી થઇ ગયો હતો. બેન જોનશન નામક કવિ,? એડવર્ડસ ને તેલફોર્ડ નામક ઇજનેરો, જ્યુમીલર જેવો નાંમીચો ભૂસ્તર વિદ્યાવેત્તા તેમજ કનીંગહામ જેવો નાંમચીન્ લેખક ને પુતળાં બનાવનાર મુળ પંક્તિએતો કડીઆ વર્ગના હતા. વળી પૂર્વ દેશોની ભાષા જાણનારો પ્રોફેસર લી, પ્રાણી ગુણ ધર્મ વિદ્યાનો જાણનાર જૉન હંન્ટર પ્રખ્યાત શીલ્પ શાસ્ત્રી ઇનગોન જોન્સ, અને હેરીશન જેવો બાહોશ ઘડીઆળી સુથારના ધંધાપરથીજ આવી ઉચ્ચ સ્થિતી પાંમ્યા હતા. વણકરના ધંધા પરથી સીમશન ગણીત શાસ્ત્રી, વીલશન પક્ષી વીધ્યાનો ઉસ્તાદ, અને ડૉ. લીવીંગ્સ્ટન પાછલથી આફ્રીકા ખંડમાં મહાન શોધક, ખ્રીસ્તી ઉપાદ્યો તરીકે જગ પસીદ્ધ થઇ ગયો હતો.

મહાન્ કનોધિપતી સર કલાઉસ્લી શોવેલ, તેમજ વિજળીક પ્રવિણ સરજીયન, અને જાણીતો નિબંધકાર સેમ્યુએલ ડ્રીયું, અને "ક્વાટરલી રીવ્યુ" નામક મોટાં ચોપાન્યાંનો અધીપતી ગીફોર્ડ, કવિ બ્લુમ ફીલ્ડ, ખ્રીસ્તી ઉપદેશક વીલ્યમ આ બધા નામચીન નરો મોચીના ધંધા પરથીજ મહાન થઇ ગયા હતા. ઇતીહાસ કર્તા જોન સરત લે, જાણીતો ચિત્રકાર જેકશન બંન્ને દરજીના બેટા હતા. "પોઇતીયર્સ વૉર" નામક જાણીતી લડાઇમાં બતાવેલાં અસાધારણ શુરાતનને લીધે ત્રીજા એડવર્ડથી "નાઇટહુડ"નો ખેતાબ મેળવનાર માત્ર એક ગરીબ દરજીજ હતો; જે પાછળથી ઇતીહાસના પાનાંઓમાં સર જોન હોકસવુડના નામે જાણીતો થઇ ગયો છે. ઇ. સ. ૧૭૦૨ માં

વીગોની દર્યાઈ જગતનું માન મેળવનાર એડમીરલ હોગસેન પણ દરજીજ હતો. એક વેળા તે પોતાની દુકાનમાં સીવતો બેઠેલો હતો. તેટલાં તેને ખબર પડી કે લડાઈનો એક કાફલો ત્યાંથી જતો હતો. આથી તેનું મન તેને જોવાનું થવાથી દર્યા કિનારે જઇ ઉભો. લશ્કરને બેન્ડ સાથે કવાએદ કરતાં જોઇ તે એકદમ ઉશકેરાઇ ગયો, ને તેને એકાએક ખલાસી થવાનું મન થઇ આવ્યું. આથી એડમીરલની રજાથી તે પેલા કાફ્લામાં એક વોલનટીએર તરીકે જોડાયો. આ પછી તેણે કેવાં કેવાં સહાસ કાર્યો કીધાં, તે લખવાને આ જગ્યા નથી, પરંતુ ઘણાં વર્ષે પછી ભારે માનચાંદ પછી એ પોતાના ઘરમાં આવ્યો જે વેળા તેની માતાનું જીગર કેવું ખુશી થયું હશે?

અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેસટનો નાંમીચો જાણીતો પ્રમુખ એન્ડયુ જોનશન. દરજીના ધંધામાંથી આગળ વધેલા મહાન માણસોમાં અલબતાં સર્વેથી વડોજ ગણાવો જોઇએ. કાંકે તે ગરીબાઇની પંકતિ પરથી એક શહેનશાહની પણ બરોબરી કરી શકાય એવી ઉચામાં ઉંચી પદવીએ ચઢયો હતો. એક દિવસે તે વોશીગટન ખાતે ભાપણ આપતાં પોતા વિષે બોલતાં ત્યાં ભેગી મળેલી ઠાઠમાંથી કોઇએ કટાક્ષમાં કહ્યું "દરજી ઉપરથી રાજેશ્રી!" પરંતુ આ શબ્દોથી જરાએ નિરાશ ન થતાં તેણે કહયું" કોઇ ગૃહસ્થ કહે છે કે હું દરજી હતો પરંતુ તેથી જેમ હું ગભરાતો નથી, તેમ જરાએ શરમાંતો નથી. કાંકે હમણાંબી મારૂં શીલાઇનું કામ હું પોતેજ કરૂં છું" ધન્ય છે એની આ મ્હોતાઇને!

સર આઇઝેક ન્યુટન એક ગરીબ ખેડુતનો છોકરો હતો બાલ્યા વસ્થામાં તે બહુ તોફાની હતો ને ભણવામાં તો એ બિલકુલ લક્ષ આપતોજ નહિ. સેવટે મોટી વયે ભારે અભ્યાસ કરી એક નામકીત નર થઇ ગયો છે. વળી ઇગ્લાંડમાં પ્રીન્ટીંગ

પ્રેસની પહેલ્લી શોધ કરનાર વીલ્યમ કેક્ષટન, એ પણ એક ગરીબ કાપડીઆનો પુત્ર હતો. અને સેવટે એક બાહોશ 'મેકમીલન' તરીકે તેનું નામ છાપાની તવારીખ સાથ જોડાએલું છે જે સદા રહેશે. "Great Roman war" નામક પ્રસિદ્ધ ગ્રંથ એણેજ બહાર પાડયો હતો. ગુજરાતના મહા કવિ દયારામ, એ પણ એક નિર્ધન માબાપના પુત્ર તરીકે જન્મયા હતા. પરંતુ કેળવણીમાં આગળ વધી તેમનાં માતપિતાએ ઉત્તેજન આપ્યું તો તેનું ફળ તેમને આવા એક નામકીત કવિ બેટાથી મેળ્યું. વિકટર શેન્નઝ એ બિચારો એક ગરિબ માછીમાર હતો. એ બિચારો કેળવાએલો ન હતો. પણ તરી જાણવાના હુન્નરમાં તે પ્રવિણ હતો. એણે પોર્ટોરિકો નામક બંદરમાં ડુબી જતાં ૨૦૦ જીવને પોતાના જીવનના ભોગે બચાવી એક મહાન કામ કીધું હતું, જેના લાભમાં એજ બંદર આગળ તેની આ કીર્તીનો સ્થંભ સફેદ પત્થરથી કોતરવામાં આવ્યો છે, જે આજેબી તે ગરીબ માછીમારની યાદ આપતો આરેસીબ્બો નામક દેશના પોર્ટોરિકો બંદર નજીક છે.

સજ્જન વાંચકો! તમોબી એજ રીતે મહાન થવાં માંગતાં હો તો મહાન વિચારો કરો; મહાન માણસોનાં વૃત્તાંતો વાંચો; અને તમો હાલ જેટલાં સારાં છો; તેથી વધુ સારાં બનવાનો રોજ પ્રયત્ન કરો; તો અવશ્ય આ જીદંગીના સચ્ચા વિચારો-અંકુરો આવતા કોઇ જન્મમાં જરૂરજ ઉતરશે, જેટલા જેટલા મહાન મનુષ્યો થઇ ગયા છેને હાલ છે; તે બધાંઓએ એક દિવસ મહાન બનવાના વિચાર કર્યા હતાં તેનુંજ પરિણામ છે તમોબી જેમ બને તેમ સારા વિચારોનેજ સ્થાન આપો, તો વિચાર કેટલું કામ કરે છે તે તમો કોઇ દિવસ અનુભવી શકશો, મહાન બનવું કંઇ બિકટ નથી; પરંતુ તે માટે તમારી

નૌતીક હિમંત, કંઇક કરી બતાવાની શકિત અને ભેજુ એટલું તમારી પાસે અવશ્ય હોવું જોઇએ, પરંતુ એ પુર્વ જન્મના ઉંચ સંસ્કારો વિના બનતું નથી. માટે આજે તમો કોશીષ કરો અને બીજ રોપી જાઓ, તો તમને આવતા જન્મે મહાન થવાના સંજોગ મળી આવશે અને તમે રોપેલાં કોશીષના બીઓને એક સુંગધી પુષ્પના રૂપમાં ખીલી આપેલાં જોઇ શકશો.







## મી૦ દીનશા કરકરયાને ત્યાં મલતાં વાંચવા લાયક પુસ્તકો.

| | | |
|---|---|---|
| કરમની કહાણી | કીં. | રૂા ૪॥ |
| પૈસા કે પ્યાર | ” | ૨ |
| જૌહરે જીંદગાની | ” | ૨ |
| સેવટ સુધી સાચી | ” | ૨ |
| સુખની શોધ | ” | ૧॥ |
| હીરાનો હાર | ” | ૨॥ |

“ચેરાગે-હિન્દ” અઠવાડીક પેપર

વારસીક લવાજમ પોસ્ટેજ સાથે રૂા. ૫.

મળવાનું ઠેકાણું.

“પ્રીં. પ્રેસ” સ્ટેશનરોડ—નવસારી.

